# હઝરત મહુમદ પેગમ્બર સાહેબ (સ. અ.) નું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

---

*The worst of men is a bad learned man,*
*The best of men is a good learned man.*

*Hazrat Mohammed*

---

લખી, છપાવી, પ્રસિધ્ધ કરનાર:—
મુઝફઅલી હુસનઅલી લાકડાવાલા,
નેપીઅર રોડ, કરાંચી—સીટી.

કિંમત રૂ. ૦-૧૦-૦.

# હઝરત મહમદ પેગમ્બર સાહેબ (સ.અ.) નું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

( ભાગ પહેલો )

અઝ અશર તા ગર્ષ તક હો માલકા અમ્બાર,
અઝ ઝમી તાબ સમાં હો દીરહમો દીનાર;
દરીયા સબી દુર બને, પારસ સબી કૌહસર,
ઓર એક તર્ફ ખડે હો મેગે સયદે અબરાર.
કોઇ "કાલકાપ્રસાદ" સે પુછે તો વો કયા લે?
સબ છોડ દે, નાઅલેન હઝરતકે ઉઠા લે.

(કાલકાપ્રસાદ)

લખનાર:—
યુસુફઅલી હસનઅલી લાકડાવાલા,
"જીંદગી" ના લેખક અને "યુસુફી કેલેન્ડર" ના યોજક.

આવૃત્તિ ૧લી] કિ. ૦-૧૦-૦. [સન ૧૯૨૮.

આ પૂસ્તક મળવાનું ઠેકાણું:
શરફઅલી સામુજીરા,
તયબજી રોડ, ગાડીખાના કરાચી—સીટી.

# ખુશ ખબર.



કરાચીના જાણીતા અને મશહુર દાંતના

## ઝુહુરઅલી ડો. ગુલામનબી

થી કોણ અણજાણ છે? તેમની દુકાનમાં
દાંતના દરેક જાતના દરદોનો અચુક
ઇલાજ કરવામાં આવે છે.

## ઝુહુરઅલી ડો. ગુલામનબી

કરાંચી તેમજ સિંધના અનેક લોકોમાં
પ્રખ્યાત થએલા છે.

**ઠેકાણું:—ગુલામ મહમદ દાંતના ડોકટર**
એન. હસનઅલી સોડાવોટરવાલાની બાજુમાં
નેપીયર રોડ,—કરાચી.

આ પુસ્તક એવન ભાઇને અર્પણ
કરવામાં આવ્યું છે.



ભાઇ સાદકઅલી મુસાજી ટપાલ.

 ## અર્પણ પત્રિકા. 



ભાઇ સાદીકઅલી મુસાજી ટપાલ,

આપ ભાઇએ મારા આ અદના પ્રયાસને તન,
મન અને ધનથી મદદ આપો જે ઉત્તેજન
આપ્યું છે તેની શુભ યાદમાં આભાર
સહિત એજ પુસ્તક આપને અર્પણ
કરવાની રજા લઉં છું, જેનો
સ્વિકાર કરી મને કૃતાર્થ
કરશોજી.

લી: દુવાગીર,

યુ. હ. લાકડાવાલા.

# ખાસ દાઉદી વોહરા કોમ માટે!

મુલ્લાં ગુલામઅબ્બાસ સાદીકઅલી "અઝહર" ના દરેક કીતાબો વાંચવા અને સંગ્રહ કરવા લાયક છે! માટે દરેક મુઅમીન બીરાદરોને ભલામણ કરવામાં આવે છે કે ફકત એક આનાની ટીકીટ બીડી તેઓ સાહેબના કીતાબોનું લીસ્ટ મંગાવી દીન અને દુન્યાનો ફાયદો ઉઠાવો.

લખો નિચેના શરનામે:-

**મુલ્લાં ગુલામઅબ્બાસ સાદકઅલી "અઝહર"**
વોહરાવાડ, ખંભાત.

---

અમારા કારખાનામાં દરેક જાતના ફેન્સી સ્ટીલ બોકસ, ટીફીન બોકસ, આ-ઈસ બોકસ, કેશ બોકસ વેસ્ટ પેપર બાસ્કેટ, પેપર રેટ, ડીસ્પેચ-પેપર ટ્રે તથા મુસાફરીને લગતાં સ્ટીલ ટ્રંક, ટકાઉ તથા મજબુત કીફાયત ભાવે તઇયાર મલશે. ભાવ તદન વ્યાજબી.
પુછી ખાત્રી કરો.




**મુલ્લાં ઇબ્રાહીમજી કરીમજી સલડીવાલા,**
ડેન્સો હોલ, નેપીયર રોડ, કરાચી-સીટી.

# પ્રસ્તાવના.



**સર્વ** વખાણ તે **પાક કીરતાર**ના કે જેને પોતાની અદ્‌ભુત શકિતથી સર્વ મખલુકાતને પેદા કીધી. તે બાદ સલવાત અને સલામ હોજો તેના પ્યારા **મહબુબ**, રસુલ-મકબુલ **હુઝરત મહુમદુલ મુસ્તફા** (સ. અ.) ઉપર અને તેની પાક **ઓલાદ** ઉપર કે જેને મખલુકને હીદાયત દેવા માટે આ જહાનમાં મોકલ્યા.

તે ઇ. સ. ૧૯૨૨ના એક ખુશનુમા પુર્ણીમાની રાત્રી હતી. તેવામાં એકદમ ગાજ અને વીજ સાથે વાદળ ધસી આવ્યું, ટુંક સમય સુધી મુશળધાર વરસાદ પડયો અને ફરી પુર્ણીમાના ચંદ્રમાએ પોતાનો પ્રકાશ આપવો શરૂ કર્યો. આહા! હું તે આનંદીત અને સુશોભીત સુંદર દેખાવનો શું ચિતાર આપું! તેવામાં આકાશમાં ફકત એક પળ માટે ચંદ્રના તેજને પણ ઝાંખપ લગાડે એવો પ્રકાશીત તારો પ્રકાશી અને અલોપ થઇ ગયો. હું અજાયબમાં ગરકાવ થઇ મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કે; "તે તારો કયો? અને વળી આમ એકાએક પ્રકાશી અલોપ થવાનું કારણ શું?" એવા હજી હું વિચાર કરૂં છું કે; એક ગેબી અવાજે પુકારી કહ્યું કે; "તે ત્રેવીસમે વરસે પ્રકાશસે." આ વાકય સાંભળતાની સાથેજ મારી આંખ ઉઘડી ગઇ. આ એક સ્વપ્ન હતું કે જેનો પ્રત્યક્ષ આબેહુબ બનાવ જોવા હું તેમજ મારા પ્રિય ગુજરાતી બંધુઓ જોવાને શકિતવાન થયા છીએ હવે સર્વ કોઇ જાણી ગયા હશો કે "તે પુર્ણ પ્રકાશીત તારો કયો હતો?" આહા! તેજ કે જેના સુકાર્યો વડે આ પૃથ્વી ઉપર ઇસલામી ધર્મનો ફેલાવો નજરે પડે છે.

આ પુસ્તકમાં તે મહાન પેગમ્બર સાહેબ (સ. અ.)ના પાક જીવનથી ગુજરાતી બંધુઓ જાણીતા થાય એવું રૂપ આપવાને મેં બનતી કોશીશ કીધી છે. તેમાં ફકત તેઓ સાહેબના જન્મથી હિજરત સુધીના એહવાલનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ પુસ્તકને ગુજરાતી બંધુઓ સંપુર્ણરીતે વાંચી કંઇક ફાયદો મેળવશે તો હું મારી આશા સફળ થએલી ગણીશ.

આ પુસ્તકને પહેલાથી ગ્રાહક બની આશરો આપ્યો છે, તેના મુબારક નામોની ટીપ આ પુસ્તકના છેલ્લા ભાગ ઉપર આપવામાં આવી છે, તે સઘળા સાહેબોનો તેમજ આ પુસ્તકમાં પોતાની જાહેર ખબર આપનાર સાહેબોનો ઉપકાર માનુંછું.

છેવટમાં મારા ટુંક જ્ઞાનના ઇકરારના સાથ આ પુસ્તકમાં જે કાંઇ લખવામાં આવ્યું છે, તે ફકત મારા ઇતિહાસના વાંચન ઉપર આધાર રાખે છે. આ પુસ્તક સાથે સંબંધ ધરાવતી પુસ્તકોની ટુંક યાદી પુરવણી "૩"માં આપેલી છે. આ તક ઉપર હું તે સર્વે ગ્રંથકારોનો ઉપકાર માનુંછું.

આ પુસ્તકમાં રહી ગએલી ખામીઓને વાંચક વર્ગ સુધારી વાંચશે એવી આશા રાખુંછું.

તા. ૫-૧-૧૯૨૮ વાર ગુરૂવાર.

લી: દુવાગીર,

**યુસુફઅલી હસનઅલી લાકડાવાલા,**

નેપીયર રોડ, ઘર નંબર ૧૩૦-૬ (કરાચી.)

"હ૦ મહમદ (સ. અ.) નું જીવન ચરીત્ર"ના
લેખક.



યુસુફઅલી હસનઅલી લાકડાવાલા.

# સાંકળીયું.



— બનામે ખુદા —

# હઝરત મહમદ પેગમ્બર સાહેબ (સ.અ.) નું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

## ભાગ પહેલો.



### પ્રકરણ પહેલું— અરબસ્તાન.



હઝરત મહમદ પેગમ્બર સાહેબ ( સ. અ. ) જેવા એક મહાત્મા, મહાન ઇસલામ ધર્મના સ્થાપક, જહાલતની અંધારી રાતને ઈસ્લામના આફ્તાબથી દુર કરનાર, હેવાનીયતની હાલતમાં ઉતરી ગએલા અરબોને ઇનસાનીયત ઉપર લાવનાર, ખાતેમુલ મૂરસલીન, હબીબે-ખુદા, સરદારે-દોજહાં, સરવરે-કાએનાતની જીંદગીના અણુમુલ્ય એહવાલથી વાકેફ થવું એ કંઇ નજીવી બાબત નથી. પરંતુ મારા ઇતિહાસના અભ્યાસ દરમીયાન તે મહાન પુરૂષ રસુલે-કરીમ વિષે જે કંઇ મારા જાણવામાં આવ્યું છે, તેનો માત્ર સંગ્રહ કરવાની કોશીશ કીધી છે. તે બુઝુર્ગો-ને-દીનની ઉંચ જીંદગીમાં એવા

અસંખ્ય ભેદો અને રહસ્યો સમાએલા છે કે તે જાણવા અથવા જણાવવાની મારામાં શકિત નથી; પરંતુ તેના જીંદગીના જે જુજ એહવાલો મારા વાંચવામાં અને જાણવામાં આવ્યા છે, તેને ફકત જાહેરમાં મુકવાની લાલસાથી પ્રેરાયો છું. હું આશા રાખું છું કે કોઇ સાહેબે –મારેફત તેઓ સાહેબની જીંદગીના વધુ અહેવાલોને વિસ્તારીને ગુજરાતીમાં પ્રકટ કરી ગુજરાતી બંધુને નસીબવંતા કરશે.

હઝરત મહમદુલ–મુસ્તફા, રસુલે–ખુદા (સ. અ.) ના જીવનની તપાસ કરવા પહેલાં અરબસ્તાન દેશ વિષે માહિતી મેલવવાની જરૂર જણાયાથી પહેલાં તે વિષે કંઇક જાણવાની કોશેશ કરીશું.

અરબસ્તાન દેશ ફ્રાંસ અને જરમન દેશ કરતાં ચાર ઘણો મોહટો છે; તેમજ હિંદુસ્તાનના એક દશાંશ ભાગ જેટલો છે. તેની લંબાઇ ૧૫૦૦ માઇલ અને પોહલાઇ ૬૦૦ થી ૭૦૦ માઇલની છે. તે ૧૨ લાખ ચોરસ માઇલ છે. અરબસ્તાન એશીયા ખંડમાં દક્ષીણ–પશ્ચિમે આવેલો દ્વિપકલ્પ છે. અરબસ્તાનની જમીન મોટે ભાગે આફ્રીકાની જમીન જેવી રેતાળ રણ છે. અરબસ્તાનનો વચલો ભાગ ઘણો ગરમ છે. તે રણમાં ઘણું કરીને બીદદુઓ કે બેદુઇન લોકો વસે છે. તેઓ ભટકતી ટોળકીઓમાં રહી હંમેશા મુસાફરીમાં રહેવાનું પસંદ કરે છે. અરબસ્તાની પશ્ચિમે પહાડોની હારો આવેલી છે, તે પહાડોની હારો દક્ષીણે યમનથી તે ઉત્તરે શામ સુધી લંબાએલી છે. તે પહાડોની હારોને જબલીસ–સેરાત કહે છે. તેની ઉંચામાં ઉંચી ટોચ ૮૦૦૦ ફુટની છે. અરબસ્તાન ઘણે ભાગે ઉજજડ અને વેરાણ છે. અરબસ્તાન હમેશાં ખુશકી, ગરમી અને

ઉજજડપણા માટે જાણીતો છે. વરસમાં બે વખત વરસાદની ઋતુઓ ( પાનખર અને વસંત ) આવે છે. જો એ ઋતુઓ ન આવતી હોત તો **અરબસ્તાન** કોઇપણ રીતે રહેવાને લાયકજ ન હોત. તેમાં નદિ કે સરોવર કંઇપણ જોવામાં આવતા નથી. **અર**-બસ્તાનના નકશા તરફ નજર કરશો તો તમોને તેમાં એકપણ નદિ નજરે પડશે નહિ. પરંતુ પશ્ચિમ-દક્ષિણ અને ઉત્તર પુર્વનો મુલક ફળદ્રુપ અને સારી આબો હવા વાળો પ્રદેશ છે. આ ફળદ્રુપ જમીનમાં અનાજ, ખજુર, કોફી, નાળીએલ અને કેળાં થાય છે. કોઇક ઠેકાણે ગુંદ પણ નજરે પડે છે. **અરબસ્તાનના** જંગલોમ વાદીઓ અને પહાડી જમીનમાં અસંખ્ય ખીણો આવેલી છે. ત્યાં ગામડાંઓ આબાદ છે.

**અરબસ્તાનને** સાત વિભાગોમાં વહેચવામાં આવ્યો છે:-- **(૧) તુર અથવા તિહામા.** (૨) **હેજાઝ. (૩) હદરામુત. (૪) ઓમન. (૫) યમન. (૬) નજદ. (૭) અલાહાસા અથવા બેહેરન.**

**અરબસ્તાનની** પશ્ચિમ કિનારે **હેજાઝ**, પશ્ચિમ-દક્ષીણ કિનારે **યમન**; દક્ષીણ કિનારે **હદરામુત** અને દક્ષીણ-પુર્વ કિનારે **ઓમન, અલહાસા** કે **બેહેરનનો** દેશ આવેલો છે. **યમનની** આબોહવા આ સર્વે પ્રદેશો કરતાં સારી અને ફાયદાકારક હોવાથી તેને "**અરબોનું પ્રશંશીય ધામ.**" (Araby, the Blest) કહેવામાં આવે છે. **અરબસ્તાનના** વચલા ભાગમાં મોટું રણ આવેલું છે. આ રણનો દક્ષીણનો ભાગ **અલરૂબા-અલ-ખાલી**;

વચ્ચેનો ભાગ **નજદ** અને ઉત્તરનો ભાગ હુામાદ, તુર-કે-તિહામા નામે ઓળખાઇ છે.

**અરબસ્તાન** નામ શા ઉપરથી પડયું ? તે વીષે કહેવામાં આવે છે કે—ફુરાત નદિના ફળદ્રુપ કિનારા ઉપર વસ્તા "કહતાન" લોકો પહેલા **અરબસ્તાનમાં** આવી વસ્યાં હતાં; જેઓને **તોરાત** ( New Testament ) માં "**યક્તાન**" ( Joctan ) અને ઇનજીલ ( Bible ) માં **સામનીઓલાદ** ( Sametic Races ) તરીકે ઓળખાવવામાં આવેલ છે, તે કબીલાના એક શેખ "**યઅરબ**" ઉપરથી "**અરબ**" અને તેઓનું રહેઠાણ તે "**અરબ-સ્તાન**" પડયું.

**અરબ**નો શબ્દ કોષમાં અર્થ લેતાં "**વાકય** ચતુરાઇ અને છુટ બોલવા" નો થાય છે, કારણ કે અસલના **અરબસ્તાનવાસીઓ** "છુટ બોલવા અને વાકય ચતુરાઇ" માં પોતાને સર્વથી ઉંચા અને મગરૂર સમજતા હતા. બીજી તરફ નજર કરતાં **અરબસ્તાનનું** અસલ નામ "**અરબત**' જોવામાં આવે છે; જેનો શામી ભાષામાં "રણ અને પહાડો" નો અર્થ થાય છે. **અરબસ્તાન** તરફ નજર કરતાં તેનાં મોટા ભાગ ઉપર રણ અને પહાડો આવેલા છે.

**અરબસ્તાન** શબ્દ "**અબરહ**" ઉપરથી પણ ઉપજાવી કાઢેલો કહેવાય છે. જેનો અર્થ "મેદાન કે ખુલ્લી જગ્યા" નો થાય છે. વળી "**અબરહ**" **હિબ્રુ** શબ્દ "ઇબર" (ભટકનાર) ઉપરથી ઉપજાવી કાઢેલ હોય ? તેમજ **હિબ્રુ** ભાષામાં "**ઍરબ**" (નિચે જવું) શબ્દ છે, તે ઉપરથી ઉત્પન્ન થએલો મનાય છે; કેમકે ઇરાકના

ખુલ્લા મેદાનોમાં ફુરાત નદિના કિનારે વસતા લોકોને અહિં સુર્ય આથમતો દેખાય છે. હિબ્રુ ભાષામાં એક બીજો શબ્દ "અ.ર.બહ" (Arabah) છે, જેનો અર્થ ઉજ્જડ જગ્યા" નો થાય છે. કદાચ એ શબ્દ ઉપરથી પણ અરબસ્તાન નામ પડયું હોય!

અરબસ્તાનની દિશા તરફ નજર કરતાં તેની ત્રણ બાજુએ પાણી અને ફક્ત એક બાજુએ જમીન આવેલી છે. પશ્ચિમે રાતો સમૂદ્ર: દક્ષીણે હિંદી મહાસાગર કે અરબી સમૂદ્ર; પૂર્વે ઇરાની અખાત, ઓરમઝની સામુદ્રધુની અને ઉમ્માનનો અખાત આવેલો છે. ઉત્તરે હલબ, એશીયાટીક તુર્કી અને ફુરાતનો પ્રદેશ આવેલો છે.

અરબસ્તાનની વસ્તી આસરે દોઢ કરોડની હોય એવું મનાય છે. વસ્તીનો પાંચમો ભાગ બીદદુઓ કે બેદુઇનનો છે. તેઓને અરબુલ-બાદીયાના નામે ઓળખવામાં આવે છે. બાકીનો ભાગ અરબુલ-હઝર યાને શહેર નિવાસીઓનો છે. બીદદુઓ ખાનાબદોશીનું જીવન ગુજારે છે અને હમેશાં મુસાફરીની હાલતમાં રહે છે. જંગલમાં જયાં તેઓને લીલી જમીન નજરે પડે છે. ત્યાં પોતાના સગા સ્નેહીઓ સાથે આવી વસવાટ કરે છે. એ લોકો શહેર કરતાં બાહેર અરણ્યોમાં રહેવાનું વધુ પસંદ કરે છે. તેઓની એ પસંદગી હજારો વર્ષ ઉપરની છે. તેઓના રીત રિવાજો અને કપડા પહેરવાની રૂઢી જેમની તેમજ છે. યુદ્ધ અને લુંટફાટ તેઓનું જીવન હતું—છે. તેઓનું કામ જો કે ઘેટાં અને ઉંટો ચરાવવાનું છે; છતાં પણ તેઓની વિચારશક્તિ ઘણીજ તેજ હોય છે. જે લોકો સમુદ્ર કિનારે તેમજ ગામડાંઓ કે શહેરોમાં વસે છે તેઓ ખેતીવાડી, વેપાર અને જ્ઞાન પ્રાપ્તીમાંજ પોતાનું જીવન

પસાર કરે છે. એ લોકો ઘણું કરીને ઘઉં વર્ણના અને મીયાના કદના હોય છે. સામાન્ય રીતે ખજુરનો બહોળો ઉપયોગ થાય છે. દરેક કબીલાનો એક શેખ હોય છે, જે તેઓનો સરદાર તરીકે રહે છે.

ઈ. સ. પૂર્વે સાતમી સદી સુધી **અરબસ્તાનનો** મધ્ય પ્રાંત તદનજ અંધકારમાં હતો; પરંતુ ઉત્તર-દક્ષીણ કિનારાના મુલકો સાથેનો વેપારનો સંબંધ હજારો વર્ષ અગાઉનો હોય એવું મનાય છે. હ૦ **યાકુબ** (અ.સ.) ના ઝમાનામાં **અરબ** વેપારીઓ ઉંટોપર પોતાની દેશી વસ્તુઓ લઇ અને ઇજીપ્ત (મીસર) ની તરફ જતા હતાં. હ૦ **સુલેમાન** (અ. સ.) ના વખતમા **અકબા** કે **એલથ** વેપારનું મુખ્ય મથક હતું. એ વખતે **અરબસ્તાનના** પશ્ચિમના લોકો પૂર્વની અને પૂર્વના લોકો પશ્ચિમની વસ્તુઓ પુરી પાડતા હતા. એવી રીતે **અરબોનો** પૂર્વ અને પશ્ચિમનો અરસપરસ એક બીજાનો માલ પહોંચાડવાનો સંબંધ હોવાના લીવે દુન્યાના વેપારીઓ તરીકે મશહુર હતાં.

પ્રાચિન સમયે વેપારી કાફલાઓ માટે **અરબસ્તાનમાં** બે મોટા માર્ગો હતા. એક ઉત્તર તરફ ફલમોરાથી તાએર અને પેલેસતાઇનથી દક્ષીણે હદરામુતનના કરાની અખાત ઉપર આવેલા ગરરા શહેર સુધી લંબાએલો હતો. બીજો પશ્ચિમે હેજાઝ પ્રાંતમાંથી શરૂ થઇ અને રાતા સમુદ્રના કિનારે કિનારે થઇ; નજદના બળતાર રણોમાંથી અને બીજી તરફ અસાધ્ય ટેકરીઓ અને ખડકોમાંથી આગળ **શામ** સુધી દોડી જતો જણાયો છે.

વેપારી જગતમાં પ્રગતીનો માર્ગ ખુલ્લો કરી અને તવંગર થવા માટે અરબનિવાસીઓએ વેપારને ખુલ્લા મેદાનમાં લાવી મુક્યો હતો. આ તકનો લાભ લેવા ઘણા ખરા અરબોએ જુદા જુદા મથકોમાં કાયમ માટે વસવાટ કરી; છેવટે તેઓજ વેપારી થઇ ગયા.

• • ▬ • ▬ • ▬ • •

## પ્રકરણ બીજું—અરબસ્તાનનો પૂર્વ ઇતિહાસ.



અરબસ્તાનમાં પ્રાચિનકાળમાં કેટલીક જંગલી કોમો વસતી હતી. તેના અસલ વતનીઓ જંગલી દશામાં આમથી તેમ ટોળાબંધ ભટકતા હતા. તેઓની પાસે પહેરવાને જોઇએ તેવા પોષાક કે રહેવાને ઘર હતા નહિ. વખતના વહેવા સાથ અરબોમાં સુધારો થતો ચાલ્યો. ઉનની વણેલી જાડી તાલપત્રીઓથી બનાવેલા તંબુઓમાં રહેવા લાગ્યા અને ભરવાડનો ધંધો કરવા લાગ્યા. તેઓ પોતાના શરીરને એક ચાદર વતી ઢાંકતા હતા. માંસ, ઉંટડીનું દુધ તથા ખજુર ઉપર ગુજરાન ચલાવતા હતા. ખોરાકની અછતને લીધે એક ઠેકાણેથી બીજે ઠેકાણે રખડવા લાગ્યા. તે પછી તેઓ અનેક જાતનો વેપાર કરવા લાગ્યા. "કાબા" તેઓનું મુખ્ય મંદિર હતું. ટોળાબંધ અરબ કબીલાઓ તે "કાબા" ના દર્શનાર્થે જાત્રા કરવા જતા હતા. તે વખતે મક્કા મૂર્તિપૂજક શહેર હતું અને જાત્રાળુઓનું મુખ્ય મથક હતુ. આખા અરબસ્તાનના અરબો કાબાને મોટા માનની નજરે જોતાં હતાં અને "કાબા" ને પૂજતા

હતા. જંગલી અરબો ઇ. સ. પુર્વે ૨૦૦૦ થી ૧૫૦૦ માં પોતાના બકરાં, ઘેટાં, અને ગધેડાંઓના ટોળાને લઇ ચારે બાજુએ રખડતા ફરતા હતા. અરબસ્તાનના ઉત્તર રણમાં વસતા બીદદુઓ કે બેદૂઇન લોકો પણ તેજ ઢોર ચરાવવાની જીંદગી ઉપર અક્રમપણે વળગી રહ્યા હતા.

એવું પણ કહેવાય છે કે આર્ય લોકો હજારો વર્ષ પહેલા અરબસ્તાનની દક્ષીણ ભાગમાં દાખલ થયા હતા. ત્યાંથી આખા અરબસ્તાન ઉપર ફળી વળ્યા હતા સાધારણ માન્યતા એવી પણ ચાલે છે કે અરબસ્તાનના મુળ વતનીઓ હ૦ નુહ (અ. સ.) ના ફરઝંદ સામની ઓલાદ (Sametic Races) છે.

અરબસ્તાનમાં પહેલાં મા'ઇન નામની કોમ આગેવાની ભોગવતી થઇ. પ્રાચિન જમાનામાં મા'ઇન લોકો હિંદ સાથેના વેપારમાં પણ આગેવાની ભોગવતી હતી તેઓ સહાસીક હોવાથી અરબસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી કાફલાના આકારમાં ફરતા હતા. પાછલથી તેઓએ રાજ્ય સ્થાપ્યું. મા'ઇન લોકોના લગભગ ૩૦ રાજાઓ થયા. મા'ઇન લોકોનું રાજ્ય યમનના જોફ કે જોક ઇલાકામાં હતું. મા'ઇન લોકોની સત્તા ઘણા સૈકાઓ સુધી રહી.

મા'ઇન લોકોનો ધર્મ ઘણે ભાગે પ્રાચિન સીરીયન કે બેબીલોનીયનના દેવતાઓની માન્યતાને મલતો આવેલો જણાયો છે. તેઓ અસતોર્ત કે અથતારને પુજતા હતા. મા'ઇન લોકોમાં ઘણા પુરૂષો વચ્ચે એકજ સ્ત્રી પરણવાનો પણ રીવાજ હતો.

**માઇન** પછી આગેવાન કોમ તરીકે **સાબેઇન** લોકો ગણાય છે તેઓએ **માઇન** લોકોનો વેપાર હાથ કર્યો હતો. તેઓ **હદરા**-મુતના કિનારે આવેલું **સબવત** બંદરથી **મારીબ** રસ્તે **મક્કા** માલ લઇ જતા; તેમજ ત્યાંથી ભુમધ્ય સમુદ્ર ઉપરના બંદરો કે શહેરો તરફ જતા હતા. આ કાફલાઓનો આવજાવ હેજાઝ પ્રદેશમાંથી હતો. તે વખતે હેજાઝ અને તેના ઉત્તર ભાગમાં **કેદાર** અરબો બળવાન થવા પામ્યા હતા.

**યમનના જોફ** કે **જોક** ઇલાકાની દક્ષીણે **સાબેઇન** લોકોનું રાજ્ય હસ્તીમાં આવ્યું હતું. તેઓનું પાયતખ્ત **મઆરીબ** કે **મારીબ** હતું. શરૂઆતમાં તેઓના હાકેમો **મુકરીબ** કહેવાતા હતા. તે ઉપરથી એવું અનુમાન થઇ શકે છે કે તેઓ **માઇન** લોકોના **સુબા** તરીકે સત્તા ભોગવતા હતા. તે વખતે તેઓ **સીરવાહ**ના કિલ્લામાં રહેતા હતાં. આ **મુકરીબો** ૧૫ થઇ ગએલા જણાયા છે. તે પછીના જમાનામાં **સાબેઇન** લોકો પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપી શકયા હતા. તેઓના રાજાઓ ૧૭ થઇ ગયા છે; જેઓ પોતાને "**સબા**-ના રાજા" તરીકે ઓળખાવતા હતા. **સાબેઇન** લોકો **યમન** તેમજ હેજાઝ અને તેની ઉત્તરના ભાગોમાં પણ આગેવાન થયા હતા. લગભગ હ૦ ઇસા નબી (અ. સ.) ના જન્મ અગાઉ થોડા વરસ ઉપર **સાબેઇન** લોકોની પડતી થઇ અને તેઓની જગ્યો **હિમ**-યારીઓ લેવા લાગ્યા.

આ વખતે **અરબસ્તાન**ની પશ્ચિમ-ઉત્તરે અનેક **અરબ** ઓલાદના રાજ્યો હસ્તીમાં આવ્યા હતા કે; જેનો **માઇન** કે **સાબેઇન** લોકો સાથે સંબંધ હતો નહિ. આ રાજ્યોની સત્તા ઉપર

કેટલીક સ્ત્રીઓ પણ રાજ્ય કરી ગએલી જણાય છે. જેણીઓને ટુંકમાં ઝબીબી કે શમશી કહેતા હતા.

સામની ઓલાદથી ઉતરી આવેલ "યઅરબ" ના કુટુંબમાં હિમયારનો જન્મ થયો. તેના નામ ઉપરથી હિમયર લોકો મશહુર થયા. અરબ તવારિખનવેશોનું કહેવું છે કે યમન અને હદરામુતના રહેનારાઓજ હિમયર લોકો છે. તેઓની ભાષાને હિમયારી ભાષા તરીકે ઓળખાવી ગએલા છે. ગ્લેસરનું માનવું છે કે હિમયર લોકો પુર્વ તરફના દેશમાંથી ફેલાવા લાગ્યા. આ હિમયારીઓ કયારથી અને ક્યાંથી અરબસ્તાનમાં ફેલાયા તે નક્કી કહી શકાતું નથી. પરંતુ એટલું ખરૂં કે તેઓ ૯૦ ઇસા (અ.સ.) ના જન્મ વખતે અરબસ્તાનમાં ચોતરફ ફેલાઇ ગયા હતા. અને આગેવાન થવાની કોશીશ કરતા હતા.

હિમયર લોકો ઘણા બહાદુર અને લડવૈયા હોવાના સબબે જાતે દીવસે પોતાની હુકુમત જમાવી. તેઓનો મોટો ભાગ બુતપરસ્ત હતો અને બાકીનો જુજ ભાગ ઇસાઇ તથા યહુદી ધર્મ પાલતો હતો

સાધારણ માન્યતા એવી છે કે પહેલો હિમયર રાજા "હારીથ" હતો, જેને હિંદ અને અને આદરબેજાનથી ખુબ દૌલત મેળવી હતી. હિમયર રાજ્યકર્તાઓને કેટલીક ઠેકાણે "તુબ્બા" પણ કહેલા છે. આ તુબ્બાઓનું પાયતખ્ત "ઝફર" નામના શહેરમાં હતું. તે પછી "સાના" પાયતખ્ત થયું.

ઇ. સ. પહેલા સૈકામાં રોમન લોકોએ જેરૂસલામનો નાશ કર્યો ત્યારથી યહુદીઓ વિખરાવા લગ્યા. તેઓમાંથી કેટલાકો

હેજાઝમાં પણ ફેલાયા. અરબસ્તોનમાં હિમયર લોકોમાં તેઓનો ધર્મ વધતા પ્રમાણમાં ફેલાયો. ઘણા હિમયારી રાજાઓએ યહુદી ધર્મને માન્ય રાખ્યો હતો. પ્રથમ હિમયારી તુબ્બા અસદ-કામીલએ યહુદી ધર્મનો સ્વીકાર કરેલો જણાય છે. તે પછીના હિમયારી રાજાઓ તેજ ધર્મ ઉપર મુસ્તકીમ રહ્યા હતા. જાતે દિવસે તેઓ જુદા જુદા કબીલાઓમાં વહેંચાઇ ગયા. તેઓના કબીલાઓમાંથી બનુ અઝદના કબીલાએ યમન ઉપર સત્તા જમાવી અને બનુઆસ તથા બનુખીઝરના કબીલાઓએ મદિના તેમજ તેમની આસપાસના પ્રદેશ ઉપર સત્તા ભોગવી.

• • ▬ • ▬ • ▬ • •

## પ્રકરણ ત્રીજું—હેજાઝ પ્રાંત.



મુળ વિષય ઉપર આવ્યા પહેલાં આપણે હેજાઝની ભુગોળ સ્થિતી ઉપર ટુંક નજર દોડાવીએ કે જેથી આપણો ઇતિહાસ જાણવાનો માર્ગ સુગમ થઇ પડે. હેજાઝની પવિત્ર ભુમીમાં ઇસ-લામનો આફતાબ ઉદય પામી આખી પૃથ્વીને પોતાના સુકીરણો વડે ઉજવળ કરી છે, તેની ટુંક માહિતી મેળવવાની ઘણી જરૂર જણાવાથી તે વીષે કંઈક જાણવાની કોશીશ કરીશું.

હેજાઝ પ્રાંત અકબાથી લઇ યમનની ઉત્તર તરફની હદ સુધી લંબાએલો છે. કેટલાકોનું માનવું છે કે હેજાઝમાં પવિત્ર ભુમીઓનું સ્થાન હોવાથી તેને હેજાઝ કહેવામાં આવે છે. પરંતુ

સર સયદ એહમદની માન્યતા એવી છે કે પર્વતોની હારો વચ્ચે તે જમીન આવેલી હોવાથી હેજાઝ કહેવામાં આવે છે; કારણ કે હેજાઝનો અર્થ "વચ્ચે" નો થાય છે. એટલું તો ખરૂં કે હેજાઝ પવિત્ર ભુમી હતી—છે: જેને પ્રત્યેક તબકાના અને ધર્મના લોકો માનની નજરે જોતા હતા—છે. તેમજ અજ્ઞાનતાના વખતમાં ત્યાં યુદ્ધ પણ કરવાની મનાઇ હતી. તે જમીન ઉપર ખાન—એ—કાબા આવેલું છે: જેને તોરાતમાં ફારાન (Faran) ને નામે ઓળખવામાં આવેલ છે. હેજાઝમાં મક્કાની આસપાસ સખ્ત ગરમી પડે છે. તે જમીન સુર્યના અતિ તાપથી તપી જાય છે; પરંતુ પશ્ચિમ તરફનો કિનારાનો ભાગ ફળદ્રુપ અને ઠંડો છે. તે ભાગ તાએફના નામથી જાણીતો છે. જો હેજાઝને બે ભાગોમાં વહેંચવામાં આવે તો અરબુલ—વાદિ અને અરબુલ-હિજર થઇ શકે. પૂર્વના ભાગમાં રેતીના રણો અને મેદાનો આવેલા છે, જેને અરબુલ—વાદિ તરીકે ઓળખાવવામાં આવે છે, બીજો અરબુલ—હિજર તે પહાડી અને સમુદ્ર કિનારાનો ભ.ગ છે.

હેજાઝમાં નિચેના મુખ્ય શહેરો આવેલા છે:—

(૧) **મક્કા—એ—મોઅઝઝમા.** (૨) **મદિના—એ—મુનવ્વરા.** (૩) **તાએફ.** (૪) **યન્બુ.** (૫) **જીદ્દા.** (૬) **તબુક.** (૭) **હિજર.** (૮) **મદયન.** (૯) **યલમલમ.**

(૧) **મક્કા** તેને **બક્કા** પણ કહે છે. અગાઉ તે ઉમ્મુલ—કુરાના નામે મશહુર હતું; જેનો અર્થ "આબાદી કે વસ્તીની માતા" થાય છે. તેની વસ્તી આસરે ૫૦૦૦૦ માણસોની લેખાય છે. એની ચારે બાજુએ પર્વતો આવેલા છે, જેને જબલે-ફારાનને નામે

મશહુર છે. તે જીદ્દાથી ૬૫ માઇલ દુર પૂર્વે આવેલું છે. અહિં ખાન-એ-કાબા છે. લાખો વિદેશીઓ હાજી તરીકે દર વર્ષે હજ કરવા માટે ભેગા થાય છે. અહિં હ૦ મહમદ પેગમ્બર સાહેબ (સ. અ.) નો જન્મ થયો હતો, તેનું વિવેચન હવે પછી કરીશું.

એવું પણ કહેવાય છે કે જે પવિત્ર જગ્યા ઉપર મક્કા-એ-મોઅઝઝમા વસેલું છે, તે સ્થળ ઇ. સ. ત્રીજી સદીમાં "હરમ" નામથી એક પવિત્ર જંગલ પ્રસિદ્ધ હતું. અરબોની એવી માન્યતા હતી કે ઘોરમાં ઘોર આદમી પણ એ પવિત્ર સ્થળ ઉપર આવવાથી પવિત્ર થઇ જતો અને કઠોર પ્રકૃતિવાળો અરબ પણ ઇર્ષા અને દ્વેશ ભુલી જઇ, ગરીબોને ધન અને કેદી તથા ગુલામોને મુક્ત કરી આપતો હતો. ત્યાંની પવિત્ર ભૂમીના રક્ષણનો ભાર એ લોકો લેતા હતા કે જેઓ અધિક બળવાન થતા હતા. તે પછી ઇ. સ. ચોથી સદીની શરૂઆતમાં હ૦ ઇબ્રાહીમ (અ. સ.) ના પૂત્ર હ૦ ઈસમાઇલના વંશમાં કુસાઇ કે કોરેશનો જન્મ થયો. તેને પોતાના બળ, વિર્ય અને પરાક્રમથી તે પવિત્ર જંગલ ઉપર પોતાનો અધિકાર મેળવ્યો. ત્યાર પછી ત્યાં એક નગર વસાવવાનો નિશ્ચય કર્યો. પરંતુ અંધશ્રધ્ધાના કારણે કોઇપણ અરબ જાતિએ ત્યાં આવી વસવાની હિમ્મત કરી નહિ. એ અંધશ્રધ્ધાનો નાશ કરવા માટે કુસાઇએ જાતે કુહાડી લઇ અને જંગલના ઝાડોને કાપવાનું શરૂ કર્યું. તેમાં ફકત તેના કુટુંબીઓએજ જંગલ સાફ કરવામાં મદદ આપી. તે સાફ થએલી જમીનપર "મક્કા-એ-મઅઝઝમા" વસાવ્યું (વધુ માટે જુઓ પ્રકરણ ચોથું.) આવી રીતે તેને મક્કા શહેર વસાવ્યું. મક્કા-એ-મોઅઝઝમાને મકરોબા તરીકે પણ એક તવારીખમાં ઓળખાવેલું છે.

(૨) **મદિના.** તેને **તૈયેબા** પણ કહે છે. અગાઉ એ શહેર **યસરબને** નામે મશહુર હતું. એની આબાદી લગભગ ૨૦૦૦૦ માણસોની હોય એવું માનવામાં આવે છે. **મદિન-એ-મુનવ્વરા** પહાડોની વચ્ચે આવેલી ખીણમાં વસેલું છે. તેને ફરતો એક જંગી કોટ છે. તેને ત્રણ મોટા દરવાજાઓ છે. **મક્કાથી** ઉત્તરે ૨૭૦ માઇલ દુર આવેલું છે. શહેરના બધા રસ્તાઓ અને બજારોમાં નહેરો ખોદી કાઢેલી છે. **બાબુસ્સલામ** પાસે ઘડીયાલનો મીનારો (Clock Tower) આવેલો છે. જ્યારે **મક્કા**માંથી હિજરત કરી **હ૦ મહમદ પેગમ્બર સાહેબ** (સ. અ.) અહિં પધાર્યા ત્યારે એ શહેરનું નામ **મદિન-તુન-નબી** કે **અલ-મદિના** પાડયું.

કેટલાક તવારીખનવેશોનું કહેવું છે કે ઇ. સ. પુર્વે ૧૬૦૦ માં એ આબાદ નગર હતું. એ વખતે ત્યાં **અમાલીક** કબીલાના લોકો વસતા હતા. ત્યાર પછી **યહુદીઓ** અને કહતાન કબીલાના બે કુટુંબો **ઔસ** અને **ખુઝરજ** અહિં આવી વસ્યા હતા. આ શહેર **મક્કા** જેમ તદન ઉજજડ કે ખુશ્ક નથી. અહિંની આબોહવા **મક્કા** કરતાં ઘણી સારી છે. અહિંના લોકો ખુબસુરત, ઉંચ ચારિત્રના અને મહેમાન-નવાઝ છે. **મદિનાની** પશ્ચિમે **બકી**-ઉલ-ગરકદ નામે કબરસ્તાન આવેલું છે. બાજુમાં "**બયતુલ-હઝન.**" (સોગનું મકાન) અને **યહુદીઓનું** કબરસ્તાન "હુસ્સે-કવકબ" આવેલા છે. **મદિનેથી** બે માઇલ દુર **મસજીદે**-કુબ્બા કે **મસજીદે**-તકવા આવેલી છે. **મદિનેથી** થોડેક દુર **ખન્દક** આવેલું છે. **મદિનેથી** ત્રણ માઇલ દુર **કોહે-ઓહોદ** અને તેની દક્ષિણમાં **કોહે-ઇર** આવેલાં છે. **મદિનાથી** ચોથી મનઝીલ ઉપર **ખૈબર** આવેલું છે. **મદિનાની** પશ્ચિમે રાતા સમુદ્રના કિનારે **જાર** નામનું બંદર આવેલું છે.

તે **મદિનાની** ગરજ સારે છે. **મક્કા** અને **મદિનાની** વચ્ચે "ગદિરે-ખુમ" આવેલું છે.

(૩) **તાએફ.** **મક્કાની** પૂર્વે ૪૦ માઇલ દુર આવેલું શહેર છે. હેજાઝના સઘળા શહેરો કરતાં ત્યાં ઠંડી વધુ પડે છે. ઉત્તમ આબોહવા અને ઠંડક માટે **તાએફ** મશહુર છે. એની જમીન ફળદ્રુપ છે. પહાડોની તળેટીમાં વસાએલું હોવાથી બારે માસ લગભગ ઠંડુજ રહે છે. હેજાઝના તવંગરો ગરમીના વખતમાં અહિં હવા ખાવાને બહાને આવી વસે છે. ત્યાંથી એક રાતની મુસાફરી ઉપર **ઓકઝા** નામે જગ્યા આવેલી છે. ત્યાં અજ્ઞાનતાના સમયે દર વર્ષે મોટો મેળો ભરવામાં આવતો હતો. **તાએફમાં** **બની** સકીફાના લોકો વધુ વસે છે.

(૪) **યન્બુ.** **મદિનાની** પશ્ચિમે રાતા સમુદ્રના કિનારા ઉપર આવેલું મશહુર બંદર છે.

(૫) **જીદ્દા.** રાતા સમુદ્રના કિનારે **મક્કાની** ગરજ સારતું મશહુર બંદર છે. તેની વસ્તી લગભગ ૩૦૦૦૦ ની આંકવામાં આવે છે.

(૬) **તબુક.** **મક્કાની** પુર્વ—દક્ષીણે બારમી મનઝીલ ઉપર આવેલું છે.

(૭) **હિજર.** **મકકા** અને **અકબાની** વચ્ચે આવેલું છે. **તબુકની** દક્ષીણે ચોથી મનઝીલ ઉપર વસેલું શહેર છે. ત્યાં હ૦ **સાલેહ** (અ સ.) ની કોમ **સમુદ** આબાદ છે, એવું મનાય છે.

(૮) **મદયન.** હિજરની પશ્ચિમે આવેલું છે. ત્યાં હ૦ શોએબ (અ. સ.) રહેતા હતા.

# પ્રકરણ ચોથું—હ૦ ઇબ્રાહીમ (અ.સ.) ની ઓલાદ.



હ૦ ઇબ્રાહીમ (અ. સ.) નો જન્મ "સીનાહ" નામના દેશમાં ઇ. સ. પૂર્વે ૧૯૯૬ માં થયો હતો. જ્યારે તેઓ ૮૬ વરસના થયા ત્યારે હાજરાએ હ૦ ઇસમાઇલ (અ. સ) નો જન્મ આપ્યો. (ઇ. સ પૂર્વે ૧૯૧૦) ખુદાવંદે વહેય (આગમચેતી) થી ખબર આપી કે; "ઇસમાઇલ ઘણા બરકતવંતા થશે અને તેમની ઓલાદમાં ૧૨ ફરઝંદો થશે કે જે દરેક એક એક કબીલાના સરદાર થશે." આ આગાહીથી સારાને અદેખાઇ થઈ અને આપસમાં કંકાસ થયો. તેથી હ૦ ઇબ્રાહીમ (અ. સ.) એ ખુદા તઆલાના હુકમથી હાજરા અને હ૦ ઇસમાઇલ (અ. સ.) ને હેજાઝ તરફ આવેલા હિજર નામે ઓળખાતી જગ્યાએ મુકી આવ્યા. આ હિજર તે મક્કા-એ-મોઅઝઝમા પાસે આવેલા "કઅબાહ" (કાબા) ની લગોલગ ઉત્તરે આવેલું છે. ત્યાં સફા અને મરવાહ નામે બે સામ સામે ટેકરીઓ છે. કહે છે કે એક વખત હાજરા (અ. સ.) પોતાના બાળકને માટે પાણીની શોધમાં એ બે ટેકરીઓ વચ્ચે સાત ફેરા ફર્યા હતા. પરંતુ પાણી મળ્યું. નહિ. ત્યારે એક જગ્યા ઉપર તેઓ ઉભા રહી "ઝમઝમ" કહી પુકારવા લાગ્યા. તે પછી તે જગ્યાને "ઝમઝમ" તરીકે ઓળખવા લાગ્યા. હાલમાં ત્યાં એક કુવો જોવામાં આવે છે.

હિજર તે વખતે ઉજ્જડ હતું. પરંતુ નઝદીકમાં "ઝમઝમ" ના નવા પાણીના ઝરાથી લોભાઇ જુરહમ કબીલાના લોકો

ત્યાં આવી વસ્યા. હાજરા અને હ૦ ઇસમાઈલ (અ. સ.) તે કબીલાની વચ્ચે સહિસલામત રહેવા લાગ્યા. હિજરમાં હ૦ ઇસમાઇલની ઓલાદ વધતી ગઇ. હ૦ ઇસમાઇલે પહેલાં અમાગાહ બીનતે સઇદ નામની અમાલીક કબીલાની સ્ત્રી સાથે પરણ્યા હતા; પરંતુ તેણી નાલાયક અને ખરાબ ખસલતની હોવાથી છુટાછેડા (તલાક) કરી આપ્યા. ત્યાર પછી બીજી વખત સૈયદ બીનતે મઝાઝ નામની જુરહમ કબીલાની સ્ત્રી સાથે શાદી કીધી.

ઇ. સ. પૂર્વે ૧૮૯૬ માં હ૦ ઈબ્રાહીમ (અ. સ.) એ હ૦ ઇસમાઇલ (અ. સં) ની મુલાકાત લીધી. ત્યારે ખુદા તઆલાના હુકમથી "કાબા" બંધાવવાનું શરૂ કર્યું. હ૦ ઇસમાઇલ પથ્થર લાવતા અને હ૦ ઇબ્રાહીમ બાંધકામનું સર્વે કામ કરતા હતા. તુફાને નુહના વખતથી હુજરૂલ-અસવદ (કાળો પથ્થર) જબલે-અબી-કુબેસમાં સંતાડેલો હતો. ત્યાંથી જીબ્રાઇલ (અ. સ.) એ લાવી આપ્યો. આ પ્રમાણે હ૦ ઇબ્રાહીમ (અ. સ.) એ "કુઅ-બાહ" ના બાંધકામને હાથમાં લઇ હ૦ ઇસમાઇલ (અ. સ) ની મદદથી સંપુર્ણ કર્યું. તેની રખેવારીનું કામ હ૦ ઇસમાઇલને સોંપવામાં આવ્યું. વખત જતાં તે "કાબા" ઇનસાન માત્રનું મધ્યબિન્દુ થઇ પડયું. ઇ. સ. પુર્વે ૧૮૨૧ માં હઝરત ઇબ્રાહીમ (અ. સ.) ૧૭૫ વરસની ઉમરે વફાત થયા.

**હ૦ ઇસમાઇલને**—કેઝાર, નબાતી, અબદીલ, **મી**બસામ વિગેરે; ૧૩ ફરઝંદો થયા. હ૦ ઇસમાઇલ પણ ઇ. સ. પુર્વે ૧૭૭૩ માં ૧૩૭ વરસની ઉમરે વફાત થયા.

કેઝારની ઓલાદમાંથી છઠ્ઠી પેઢીએ અદનાન નામે શખ્શ થયા. અદનાનના બેટા મઆદ થયા, જેના નામ ઉપરથી બનુ મઅદનો કબીલો મશહુર થયેલ.

બનુ મઅદના ઝમાનામાં અરબસ્તાનના હામાદ, નજદ, અને રૂબાઅલ–ખાલીના રણોમાં મુસ્તા–અરબ કે મુસતરબ અને અને બનુમોદાર વિગેરે; જંગલી બેદુઇન કોમના કબીલા વસ્તા હતા. આ બીદદુઓ કે બેદુઇન લોકો ઢોરોને લઇ કોઈની પણ દરકાર કરવા વગર એક જગ્યોથી બીજી જગ્યાએ ગમે ત્યાં ફરતા હતા. તેઓની રહેણી કરણી જમાના થયા જેવીને તેવીજ રહેલી હતી. તેઓની અરબી ભાષા પણ તેજ હાલતમાં રહેલી હતી. આ મુસતરબ અને બનુ મોદારના બોદદુઓ સાથે સાબેઇન તથા હિમયર લોકો લડતા રહ્યા હતા.

એજ વખતે અરબસ્તાનની ઉત્તર–પૂર્વના ભાગમાં બનુ તગલીબ અને બનુ બકર નામના કબીલાઓ ઝમાનાઓ અગાઉ એક બીજા સાથે સબંધ રાખી સ્નેહીઓ તરીકે રહેલા હતા. તેઓ પણ હિમયર લોકો સાથે હરવખત લડતા રહ્યા હતા. બનુ તગલીબના એક શેખ નામે કુલેબે બનુ બકરના એક શેખ નામે મુરરાની બેટી સાથે શાદી કીધી હતી. પરંતુ પાછલના વખતમાં કંઇક તકરાર પડતાં આ બે કબીલાઓ વચ્ચે ચાલીસ વરસ સુધી લડાઇ ચાલુ રહી હતી.

મઅદની ઓલાદથી ત્રણ કબીલાઓ—કોરેશ, બનુ હુદેલ અને બનુ કીનાન મશહુર થયા. આ ત્રણ કબીલાઓએ

ઝમાના સુધી મક્કા અને તેની આસપાસના પ્રદેશમાં આગેવાન રાજય કારોબારીઓ તરીકે કામ કર્યું. તેમાં કાબાની રખેવારી કોરેશ કબીલાના હાથમાં હતી. એટલુંજ નહિં; પરંતુ "ઓકઝા" ના મેળા વખતે અરબ કવીઓની સરસાઇની પરીક્ષા કરવા માટે કરવા માટે પણ તેઓજ નિમાતા હતા.

**મઅદની ઓલાદમાંથી**—નીઝાર, મુઝર, ઇલીયાર, મદરક, ખુઝીમા, કીનાન, માલીક અને તેના બેટા ફીહર થયા. ફીહરને "કોરેશ" ના નામથી પણ ઓળખે છે. તેથી તેમની ઓલાદ કોરેશના નામથી જાણીતી થઇ. કોરેશનો શબ્દ અર્થ "વેપારી" થાય છે.

**ફીહર કે કોરેશની ઓલાદમાંથી**—ગાલીબ, લોવે, કઅબ અને મુરરા થયા. કઅબની આઠમી પેઢીએ હ. ઉમરનો જન્મ થયો.

**મુરરાના ત્રણ બેટાઓ**— કીલાબ, તએમ, અને અસદ થયા. તએમની પાંચમી પેઢીએ હ. અબુબકર અને સઅદની ઓલાદમાંથી તલાહનો જન્મ થયો.

કીલાબના બેટા ઝુબેર અને ઝેદ થયા. જયારે ઝેદ બાળ અવસ્થામાં હતા ત્યારે તેમના પિતા મરણ પામ્યા. ત્યાર પછી તેમની માતાએ બીજી શાદી કીધી. તેથી ઝેદને પોતાના બીજા મરદને ઘેર સીરીયા લઇ ગયા. આવી રીતે ઝેદ દુર દેશમાં મોટા થવાથી તેને કોશે પણ કહે છે. (કોશેને બીજી કેટલીક તવારીખોમાં કુસાઇના નામથી પણ ઓળખાવવામાં આવેલ છે.) કોશે જવાંન

વયના થયા ત્યારે મક્કે પાછા આવ્યા. ત્યાં તેને કાબા તેમજ મક્કાની ઉપર બનુ ખુઝેના સરદાર હુબેલ બીન હુબશય્યાની હુકુમત જોઇ. તેથી કાબાનો કબજો લેવા માટે કોશેએ હુબેલની બેટી હુબ્બા સાથે શાદી કીધી પરંતુ તેને કાબાનો કબજો મલ્યો નહિ. એટલે કોશેએ કુરેશોના લોકોને ભેગા કરી બનુખુઝેના હાથમાંથી કાબાની ચાવી લેવાની કોશીષ કીધી. તેમાં તેને સફળતા મળી.

આવી રીતે કોશેએ કાબાનો કબજો મેળવ્યા પછી તેણે કોરેશ કબીલાના વિખરાએલા લોકોને મક્કામાં ભેગા કર્યા. તેઓને દુરઅંદેશ આગેવાન તરીકે તૈયાર કરી શહેરી વ્યવસ્થાના નિયમો શીખવ્યા. મક્કાને આબાદ કરી એક આગેવાન મથક બનાવ્યું. તેણે વેપારી કાફલાઓના બચાવ અર્થે શહેરીઓનું એક નાહનકડું લશ્કર ઉભું કર્યું. તેમજ શહેરનો કારોબાર ચલાવવા માટે જુદા જુદા કબીલાઓના શેખોને સાથે લઇ એક મંડળ "અલ-મુજ-જમી" ઉભું કર્યું. તે મંડળની સભા ભરવા માટે એક મકાન નામે "દારૂન-નદવા" બંધાવ્યું.

કોશેના ત્રણ બેટાઓ—અબ્દુદ-દાર, અબ્દેમનાફ અને અબ્દે-ઉઝઝા થયા. અબ્દે-ઉઝઝાની પાંચમી પેઢીએ ઝુબેરનો જન્મ થયો.

અબ્દેમનાફના ત્રણ બેટાઓ—અબ્દુશ-શમ્સ, હાશીમ અને મુત્તલીબ થયા. અબ્દુશ-શમ્સના બેટા ઉમય્યા થયા. ઉમય્યાના બે દીકરા અબુલ-આસ અને હરબ થયા. અબુલ-આસની ત્રીજી પેઢીએ હા. ઓસમાનનો જન્મ થયો અને હરબનો બેટો અબુ સુફીયાન થયો. આ બધા "બનુ ઉમય્યા" તરીકે ઓળખાય છે.

હાશીમના બેટા શૈબા કે અબ્દુલ-મુત્તલીબ અને અસદ થયા. અસદના બેટી ફાતેમા થયા; કે જે ફાતેમા બીનતે અસદ મોલાના અલીના મા સાહેબ થાય છે.

અબ્દુલ-મુત્તલીબને ૧૦ ફરઝંદો થયા. તેમાં અબ્દુલ્લાહ, અબુતાલીબ, અબ્બાસ, હમઝા, અઝ-ઝુબૈર, અબુ-લહબ, અલ-હારીસ, અરવીહ, સફીયાહ અને બરરાહ થયા. અબ્દુલ્લાહના બેટા હ૦ મહંમદ (સ. અ.) અને અબુતાલીબના બેટા હ૦ અલી (સ. અ.), જાફર અને હમઝા થયા. આ બધા "બનુ હાશેમી કે હાશેમીઓ" તરીકે ઓળખાયછે. અબ્બાસના બેટા અબ્દુલ્લાહ થયા. તેની નસલમાંથી "બનુ અબ્બાસી ખલીફાઓ" તરીકે મશહુર થયા.

ઉપર વાંચી ગયા તેમ કોશેએ કોરેશને આગેવાન કર્યા હતા. ઇ. સ. ૪૮૦ માં કોશે વફાત થયા. કોશેના વફાત પછી તેમના બેટા અબ્દેમનાફની આગેવાની હેઠળ મક્કા શહેરનો કારોબાર રહ્યો. અબ્દેમનાફના મરણ પછી તેમના બેટા હાશીમ આગેવાન થયા. પરંતુ હાશીમના ભત્રીજા ઉમય્યાએ આગેવાન થવાની કોશીશ કીધી. આથી હાશેમી અને ઉમય્યદ ઓલાદ વચ્ચે રસાકસી ચાલુ થઇ. (ઇ. સ. ૫૧૦માં) તેઓ વફાત થયા. તેઓ પછી તેમના ભાઇ મુત્તલીબ આગેવાન થયા. ઇ. સ. ૫૨૦ માં તેઓ વફાત થયા. તેના પછી તેમના ભત્રીજા અબ્દુલ-મુત્તલીબ "અલ-મુજમ્મી" ના આગેવાન થયા. તે વખતે ફરી ઉમય્યાના બેટા અબ્દુલ-આસે મક્કાની સરદારી મેળવવા અને "અલ-મુજમ્મી"ના આગેવાન થવાનો ફસાદ જગાડયો; પરંતુ તેનું કંઇપણ વળ્યું નહિ.



## પ્રકરણ પાંચમું—ઇસલામ પહેલાં અરબોની હાલત.



અરબસ્તાન નિવાસીઓને જો ભાગલાઓમાં વહેંચવામાં આવે તો તેના નિચે પ્રમાણે ત્રણ વિભાગો થઇ શકે:—

(૧) શહેરી જીવન ગુજારી અને આફ્રીકા, ઇરાન અને હિંદ સાથે વેપાર કરતી પ્રજા.

(૨) ઉંટ મારફતે મીસર, પેલેસ્તાઇન અને સીરીયા વિગેરે પ્રદેશોમાં વેપારને લગતી વસ્તુઓ પહોં-ચાડતી પ્રજા.

(૩) બકરાં, ઘેટાં, ગધેડાં, ઘોડા અને ઉંટોને લઇ જગ્યાએ જગ્યાએ રખડતી પ્રજા.

આ ત્રીજી પ્રકારની પ્રજા ઘરબાર વિનાની હતી. તેમજ જીવનથી મૃત્યુ સુધીના પ્રવાસીઓ હતા. દશ દીવસ અહિં તો દશ દીવસ ત્યાં એમ જંગલે જંગલ રખડતા. તેઓ **બેદુઇન** કે **બીદદુઓ** કહેવાતા.

અરબોની ખાસીયત વિષે એક તવારીખમાં લખ્યું છે કે તેઓ સ્વતંત્રાને ચાહનારા છે. તે સાથ તેઓના વિચારો પણ જલદીથી બદલાઇ જાય છે—જતા. તેઓ મગરૂર પરંતુ મહેમાન-નવાઝ અને પોતાના કુટુંબ તરફ ચાહ રાખનારા છે—હતા. તરસ્યા, ગભરાયેલા અને આશરા વિનાના મુસાફરોને આરામ તેમજ મદદ

આપવા માટે તો તેઓ કેટલીક વખત માંહે-માહે લડી મરતા. જો એકવાર તેઓની સાથે ખાવાનું લીધું તો પછી તે મુસાફરને દુશ્મનનો ભાગ્યેજ ડર રહેતો હતો. તેનો વાંકો વાળ પણ થતો નહિ. અરબ લોકો કહે છે; "પરવરદીગારે અમોને તાજને ઠેકાણે ફેંટો કીલ્લાને ઠેકાણે તલવાર, ઘરના ઠેકાણે વસ્ત્ર અને કાયદાને ઠેકાણે કવીતા બક્ષેલી છે." આવા સ્વભાવને લીધે તેઓ પારકાની સત્તા નીચે રહેવાનું પસંદ કરતા નથી. તેથીજ તેઓ કાયદાસરના રાજ્યને તાબે રહી શકતા નથી.

અરબો માત્ર પોતાના કબીલાના વડા કે શેખના હુકમ હેઠળ રહેવાનું પસંદ કરે છે. પરંતુ વડાની આજ્ઞા પાલવાની હદ હોય છે. વડાની કોઇપણ ન છાજતાં કામને માટે તેને તરતજ ઠપકો આપવામાં એક ગરીબમાં ગરીબ અરબ પણ પછાત પડતો નહિ. તેઓમાં સાધારણ કેહવત છે; "**કોમનો નોકર તેજ કોમનો વડો છે.**" જો કોઇ વડો મગરૂરી અથવા આપખુદીથી વર્તતો તો તરતજ તેને કહેવામાં આવતું કે "તને મગરૂરી કરવી હોય તો જા અને મગરૂરી કર અને આપખુદી વાપરવી હોય તો જા આપખુદી વાપર. અહીં તારૂં કામ નથી.", અરબ જે કોઇ તેઓને સમાન ગણતો અને બહાદુરી બતાવતો તેનેજ તેઓ ઘણું કરી તાબે રહેતા. જો કોઇ કુટુંબી અથવા મહેમાન મદદ માંગતું તો તેને માટે જાન સુધ્ધાં પણ આપવા તૈયાર થતા. તેમની ફરિયાદ ખરી કે ખોટી છે, તે તપાસવાનું ઘટીત કહેવાતું નહિ. મદદ માંગી એટલે બસ, મદદ આપવીજ જોઇએ એવો સામાન્ય રિવાજ હતો. અરબોનો ગુસ્સો એવો તેજ હતો કે; "**તેની ઇચ્છા તેજ તેનો કાયદો**" મનાવતા અને છુટાપણું ભોગવી મોજ કરતા હતા.

અરબો પોતાના આપેલા વચન અને તેઓને ત્યાં રાખેલી અનામતમાં તેઓ મરણ સુધી પાળવા અને અનામતનો બોજો અદા કરવામાં પાછી પાની કરતા નહિ. તેમજ કુટુંબીઓના ખુનનો બદલો ખુનથી લેવો એ મોટી ફરજ ગણાતી હતી.

અરબોની જહાલત વિષે બીજે ઠેકાણે લખેલું છે કે હેવાનની મીસલ તેઓ જીંદગી પસાર કરતા અને તેજ હાલત ઉપર તેઓ મરણને શરણ થતા. તેઓ ઢોર ચરાવવાનો ધંધો કરતા. બકરા, ઘેટાં, અને ઉંટોના ધણને લઈ આમથી તેમ રખડતા. જ્યાં તેઓને ઘાસચારો અને પાણી મલતું ત્યાં વસવાટ કરતા. તે પછી તેઓ વેપારના કામોને હાથમાં લીધો. તેમજ કેટલાકો લુટફાટનો ધંધો લઇ બેઠા. એક કબીલાના માણસો બીજા કબીલાના માણસો સાથે નજીવી બાબતોમાં લડી મરતા અને હજારો જીવોનો નાશ કરતા. આ લડાઇઓ વર્ષો સુધી ચાલુ રહેતી. તેઓની રગોમાં વંશપરંપરા જે બહાદુરી, વાકય ચતુરાઇ અને જુસ્સો ચાલ્યો આવ્યો હતો. તેજ સ્વભાવિક રીતે તેઓમાં ચાલુ રહ્યો હતો.

અરબ લોકોની રસમો પણ અજબ પમાડે તેવી હતી. કોઇ સ્રીનો ધણી મરણ પામતો તો તેણીને એક વરસ સુધી એકાંતવાસમાં ઝુંપડીમાં રાખતા. ત્યાં તેણી એક વરસ સુધી ઠંડી અને ગરમીને સહન કરતી. તેના કબીલાના લોકોમાંથી એક જણ તેણીને જમણ પહોંચાડતો. બીજું એ કે મરણ પામેલા માણસની કબર પાસે ઉંટને બાંધી રાખતા અને કહેતા કે; "આવતા જન્મમાં તે ઉંટ કબરના સાહેબની ખીઝમત કરશે." અરબ ગમે તેટલી ઓરતોથી

શાદી કરી લેતો—અથવા કરી શકતો અથવા—નિકાહ વગર રાખી શકતો.

અસલના અરબોમાં સ્ત્રી પ્રત્યેની માન્યતા બહુજ હલકી હતી. તેઓ તેણીને **દાસી** કે **ગુલામડી** સમજી હદ ઉપરાંત કામ કરાવતા. જો ધણી ધણીઆણી વચ્ચે અંતરાસ પડતો તો ધણી તેણીને વગર વિલંબે નિરાધાર કરી કાઢી મુકતો. આ સબબના લીધે કોઇ અરબના ઘેર છોકરી જન્મતી તો તેને ઘણું દુઃખ થતું. અનેક અડચણોથી પોતે બચવા તેમજ તે છોકરીને બચાવવા અર્થે જીવતી દાટી દેવાનો રિવાજ પડી ગયો હતો. અનિતીનું એટલુ જોર હતુ કે કેટલીક વખત મેળામાં પણ જાહેર રીતે સ્ત્રી પુરૂષો છાકટા બની ગમે તેવી રીતે વર્તતા હતા.

અરબના ઘણા ખરા કબીલાઓ બુતપરસ્ત હતા. બુતોના સામે તેઓ પોતાના માથાને નમાવતા. કાબાના મંદિરમાં ૩૬૦ મુર્તિઓ હતી. મોટા બુતો મનાત, લાત અને અઝીઝ હતા. સર્વે બુતોનો સરદાર હુબુલ નામે બુત હતો. આ દેવતાઓની પરસ્તીમાં તેઓ એટલા બધા ચકચુર હતા કે કેટલીક વખત તેઓ બુતોની સામને પોતાના ફરઝંદોની કુરબાની કરી અને તે (બુત) ને અર્પણ કરતા. ત્યાં કેટલાકો તો આગની પણ પુંજા કરતા. આથી કહેવાનું એટલુંજ કે ત્યાં ખુદાપરસ્ત કોઇપણ હતો નહિ; પરંતુ અનિતીના રસ્તા ઉપર સઘળા ચઢેલા હતા.

ગુસ્સાના તેઓ એટલા બધા તેજ હતા કે એક વખત એક અરબ સરદારને કોઇ બીજા અરબ સરદારે મારી નાખ્યો.

મરી ગએલા સરદારનો દીકરો પોતાના બાપનું વેર લેવાની "રઝા" (Permission) લેવા ગયો. ત્યાં તેને પોતાના દેવ સામે અરજી કરી અને તીર નાખ્યાં. તેમાં "ન જવું" આવ્યું. ત્રણથી ચાર વખત તીર નાખતાં તેનું તેજ આવ્યું. આથી તેણે ગુસ્સે થઇ પોતાના દેવને ભાંગી નાખ્યો અને ગાળો આપવા લાગ્યો કે; "જો તારા બાપનું ખુન થયું હોય તો શું તું વેર ના લેતે?"

મી. હાલી સાહેબ પોતાની મુસદ્દસમાં અરબોની જહાલતનું વર્ણન કરતાં કહે છે કે; "કોઇક ઠેકાણે બેધડક આગની પૂજા થતી હતી તો કોઇક ઠેકાણે ગૃહોની પૂજા પાઠનો ચમકાર ચાલુજ હતો. ઠામે ઠામ મૂર્તિ પૂજાએ ઘર ઘાલ્યું હતું. તેમાં કબીલા કબીલાનો એક એક જુદો બુત હતો. અને બારે માસ ત્યાં બુત પૂજા થતી હતી. વળી કોઇ જુદા ચમત્કારોનો શીકાર થઇ પડેલો જણાતો તો કોઇ જ્યોતિષ શાસ્ત્રીઓનો ગુલામ બનેલો નજરે પડતો હતો. એવી રીતે અજ્ઞાનતા રૂપી ઘોર વાદળે નુરાની ચંદ્રમાને ઢાંકી મુક્યો હતો. ખુના મરકી કરવામાં તો તેઓ એવા ચાલાક હતા કે જેવા જંગલના વિકરાળ પ્રાણીઓ ચાલાક હોય છે. જો બે કુબીલાના લોકો અન્યો અન્ય લડી પડતા હતા તો તેને માટે સેંકડો કબીલાઓ સાથે મળીને જંગ મચાવતા હતા અને આખા દેશમાં આગ સળગાવી મુકતા હતા. જેનો પુરાવો બકર અને તગલબ (આ લડાઈના વધુ બયાન માટે વાંચક વર્ગને મી. તૈ. અ. અલવી કૃત "અહેવાલે અંબીયા" પુસ્તક બીજું વાંચવાની ભલામણ કરવામાં આવે છે.) તથા હુર્બવહાસીઓની લડાઇઓ પુરો પાડે છે. (અસમઇ તવારિખનવેશનું કહેવું છે કે આ લડાઈનું કારણ ફક્ત ઘોડદોડની શરતમાં કોઇએ કોઇના ઘોડાને ભડકાવી નાખ્યો હતો) એવી રીતે તેઓનું

જીવન ઝઘડાઓ અને ફસાદોમાંજ પસાર થતું હતું. જુગાર રમવો તે તેઓની રાત-દિવસની દીલલગી હતી અને શરાબ તો તેઓનું સાધારણ પીણું થઇ પડયું હતું. જયાં જોઇએ ત્યાં વ્યભિચાર, નાદાની અને ગફલત સીવાય બીજું કંઇ પણ નજરે પડતું ન હતું. મતલબ કે તેઓની હાલત ઘણીજ ખરાબ હતી."

આવી અજ્ઞાનતામાં ડુબેલી **અરબ** કોમને અંધકારમાંથી કાઢી ઐકયતાની ગાંઠથી સઘળાોને બાંધી અને નિતીના રસ્તા ઉપર લાવવા અને સુધરેલી પ્રજા બનાવવા માટે **એક મહાન પુરૂષની** જરૂર હતી. ઉપરના ટુંક વર્ણન ઉપરથી વાંચક વર્ગની જાણમાં આવ્યું હશે કે **અરબ** લોકોની કેવી વિચીત્ર સમજ હતી? તેમજ તેઓના મઝહબ તરફની કેવી ધર્માંધ લાગણીઓ હતી?

**અરબ** લોકોને સુધરવાની વાત એક બાજુએ મુકતા ખુદ કુરેશોની વચ્ચે ચાલતી દુશ્મની નાબુદ કરવાનું કામ ઘણુંજ મુશકેલ હતું. **અરબ** લોકોનો જંગલી સ્વભાવ, વેર લેવાની વિચીત્ર રીતો અને આપખુદ સત્તાની આદતોનું ટુંકે વર્ણન વાંચ્યા પછી હ૦ **મહમદ સાહેબ** (સ. અ.)નું કામ તથા જીંદગીનાં બનાવોની કેવી સ્થિતી હોવી જોઇએ? તે જણાય આવશે.

ખરેખર જંગલી ધર્માંધ **અરબો**ને એકજ ખુદાવંદ કરીમની પ્રાર્થના કરતા અને તે પાક કીરતારના હુકમો પ્રમાણે ચાલતા શીખવવાનું બીકટ કામ **નબી સાહેબ** હ૦ **મહમદ** (સ. અ.) અને તેની **પાક** ઓલાદ માટેજ સરજેલું હતું.

---

# પ્રકરણ છઠ્ઠું—હ૦ મહમદ પેગમ્બર સાહેબ (સ. અ.) નો જન્મ.



અબીસીનીયાના નજાસીએ ઝુસલબાન નામના એક ખ્રીસ્તીને બેઝનટાઇન શાહ જસટીનીયન પાસે મોકલી યમનના મુસવી ધર્મના હિમયર લોકો ઉપર વેર લેવા માટે મદદ કરવાની માંગણી કરી. તેથી જસટીનીયન શાહે અબીસીનીયાના નજાસીને મદદ આપી. એ મદદ સાથે નજાસીએ ૭૦૦૦૦ માણસનું લશ્કર તઇયાર કરી અને અરયાત નામના સાલારની આગેવાની હેઠળ યમન મોકલ્યું. અરયાતએ યમનના ઝુનવાસને હરાવ્યો. ઝુનવાસ દુશ્મનોના હાથમાં ન પકડાતાં સમુદ્રમાં ડુબી મુઓ. ઝુનવાસના મરણ પછી અરયાતએ યમનના મુસવી ધર્મના હિમયર લોકોને સજા કરવા માટે રૈયતના ત્રીજા ભાગને કાપી નાખ્યો અને સ્ત્રી તથા બાળકોના ત્રીજા ભાગને ગુલામ તરીકે અબીસીનીયાના નજાસીને મોકલાવી આપ્યા. તે પછી તેણે યમનમાં નજાસીના વાઇસરોય તરીકે કેટલાક વરસ હુકુમત ભોગવી.

તે પછી અબરહા નામના અરયાતના લશ્કરના અમલદારે અરયાતના લશ્કરમાં બળવો જગાવી, અરયાતને હાથોહાથની લડાઇમાં મારી નાખ્યો. ત્યાર પછી તે અરયાતની જગ્યાએ વાઇસરોય તરીકે રહ્યો.

આ બનાવથી અબીસીનીયાનો નજાસી ગુસ્સે થયો, પરંતુ અબરહાએ તેને રાજી રાખવા સાના શહેરમાં એક મોટું ખ્રીસ્તી

દેવળ બાંધ્યું અને હુકમ કર્યો કે, કોઇ પણ માણસ મક્કાની જાત્રાએ જાય નહિ; પણ સોનાના દેવળમાં ઇબાદત કરે.

તેને ઇ. સ. ૫૭૦માં વિજીત મક્કા નિવાસીઓને આત્મ-સમર્પણ કરી, પોતાનો હુકમ પાળવા અને તેની સત્તા કબુલ કરવા માટે કાસદને મોકલ્યો. પરંતુ પ્રાણથીએ અધિક સ્વતંત્રતાને ચાહ-નારા મક્કા નિવાસીઓને મરવું વધુ પસંદ પડયું. નકારમાં પાછા ફરેલા કાસીદે અબરહાને તે વાત કહી સંભળાવી. આથી નારાજ થએલા અબરહાએ મક્કા મોઅઝઝમાને ધુળમાં રગદોળી દેવા માટે એક મોટું લશ્કર તઇયાર કર્યું. તે લશ્કરમાં હાથીઓ પણ લીધા.

હેજાઝ નિવાસીઓએ પોતાની સ્વતંત્રતાની રક્ષા માટે અને દુશ્મનોના હુમલાને આગળ વધતા અટકાવવાને માટે તઇયાર થઇ રહ્યા. પરંતુ તેઓની દરેક ઠેકાણે હાર થતી ગઇ. અબરહાનું લશ્કર એક પછી એક ગામ ફતેહ કરતું અને તેને લુંટતું આગળ વધ્યું. આ જોઇ અબરહા સાથે સુલેહ કરવા તેને કાસીદ સાથે સંદેશો મોકલ્યો. પરંતુ ખેદ સાથે કાસદ જવાબ લાવ્યો કે તે તો મક્કા શહેરને ધુળમાં રગદોળવા વિના પાછો ફરશે નહિ. આથી મક્કા નિવાસીઓ વૃદ્ધ અબ્દુલ-મુત્તલીબની આગેવાની હેઠળ સ્વદેશ, સ્વધર્મ અને સ્વતંત્રતાના રક્ષણાર્થે તલવાર બાંધી વૃદ્ધ અને યુવક સર્વે તઇયાર થઇ ગયા.

અબરહાએ મક્કા શહેર નઝદીક આવતાં કેટલાક અરબોના ઉંટો, વિગેરે; ઢોરો લુંટી લીધા. તેમાં અબ્દુલ-મુત્તલીબના ૨૦૦ ઉંટો પણ હતા. ઈ. સ. ૫૭૦ના જુન માસમાં અબરહા મક્કા

શહેરની બાહેર આવી પહોંચ્યો. ત્યારે **અબરહાએ હુનલા** નામના કાસીદને **અબ્દુલ-મુત્તલીબ** પાસે મોકલાવી અને કહેવડાવ્યું કે: "હું તમારી ઉપર ચઢાઇ લાવ્યો નથી પરંતુ માત્ર કાબાનો નાશ કરવા માટે આવ્યો છું. માટે જો તમો તેના બચાવમાં હથીયાર લેશો નહિ તો હું તમારૂં ખુન રેડીશ નહિ."

**અબ્દુલ-મુત્તલીબે** કહેવરાવ્યું કે; "ખુદા જાણે છે કે અમો લડાઇ જોવાને ચાહતા નથી. તેમ તે માટે અમો તઇયાર નથી. આ **અલ્લાહતઆલા**નું ઘર છે કે જેને તેના **પ્રીય ઇબ્રાહીમ નબીએ** પાક કર્યું છે. તે **અલ્લાહ** પોતે પોતાના ઘરને સંભાળશે. જો **અલ્લાહતઆલા** તેને પડતું મુકી દેશે તો અમો તેને બચાવી શકીશું નહિ." તે સાથ **અબરહા**ની મુલાકાત લેવાનું પણ જણાવ્યું.

અબરહાએ **અબ્દુલ-મુત્તલીબ**ની મુલાકાત લેવાનું યોગ્ય ધારી તેમની મુલાકાત લીધી. આ મુલાકાતની વખતે **અબ્દુલ-મુત્તલીબે** પોતાના ૨૦૦ ઊંટોની માંગણી કરી. તે ઉપરથી **અબરહાએ** અજાયબીથી પુછ્યું: "તમો અને તમારા પૂર્વજો જેને પાક ગણોછો તેના બચાવની માગણી ન કરતાં, તમો તમારા ઊંટોની માગણી કરોછો, એ મને ઘણું અજબ લાગે છે."

**અબ્દુલ-મુત્તલીબે** જવાબ આપ્યો કે, "ઊંટો મારા છે માટે હું તેની માંગણી કરૂંછું. કાબા જેનું ઘર છે તે તેની સંભાળ લેશે."

**અબરહાએ** કહ્યું: "ખચીત કાબાને મારા સપાટામાંથી કોઇ બચાવી શકશે નહિ."

અબ્દુલ-મુત્તલીબે કહ્યું; "તે મામલો તારા અને અલ્લાહ તઆલાની વચ્ચે છે, કે જે સર્વવ્યાપક અને સર્વજ્ઞ છે. મને મારા ઊંટો આપી દે."

અબરહાએ તેમના ઊંટો પાછા આપી દીધા. અબ્દુલ-મુત્તલીબે પાછા ફરી મક્કા નિવાસીઓને મક્કા ખાલી કરી ચાલ્યા જવાને સમજાવ્યા, તેથી સઘળા મક્કા નિવાસીઓ મક્કા ખાલી કરી ત્યાંથી ચાલ્યા ગયા. ત્યાર પછી અબ્દુલ-મુત્તલીબ કેટલાક કોરેશો સાથે કાબામાં ઇબાદતે ઇલાહી માટે ગયા. ત્યાં આખી રાત ઇબાદતમાં ગુજરી અને બીજી સવારે તેઓ પણ મક્કા છોડી ચાલ્યા ગયા.

ઇ. સ. ૫૭૦ની ૬ઠી જુલાઇની સવારમાં પેલી તરફ અબરહા પોતાના હાથીઓને તઇયાર કરાવી અને સુફેદ હાથીને મોખરે રાખી મક્કા તરફ ચાલ્યો અને કાબાને તોડવા ચાહ્યું. પરંતુ હાથીઓ બેસી ગયા અને આગળ વધ્યા નહિ. કહે છે કે તે વખત અબાબીલ નામના પક્ષીઓનું ટોળું ઉડતું ત્યાં આવ્યું અને અબરહાના લશ્કર ઉપર પત્થર ફેંકવા શરૂ કર્યા. આથી લશ્કરમાં ભાગ પડી. આવેલી આફત એવી તો અણુચિંતી અને ભયાનક હતી કે કાબાને તોડવાની પણ ફુરસદ મલી નહિ. કહે છે કે આ અકાળી અકસ્માતથી આખા લશ્કરમાંથી ફક્ત એકજ જણ બચવા પામ્યો હતો, જેને આ માઠા સમાચારની ખબર નજાસીને કહી સંભળાવ્યા હતા. આ બનાવથી મક્કા નિવાસીઓના આનંદનો પાર રહ્યો નહિ. હેજાઝના અરબો માટે હાથી નવાઇ અને ભય ઉપજાવનારૂં જાનવર હોવાથી હેજાઝના અરબો તે ચઢાઇના વરસને "સનેફીલ"

યાને "હાથીનું વરસ" કહેવા લાગ્યા. "હાથીનું વરસ" એટલે અબરહાની મક્કા-મોઅઝઝમા ઉપરની ચઢાઇ.

પરંતુ આ વખતે અબ્દુલ-મુત્તલીબના એક પચ્ચાસ વરસના જુવાન બેટા અબ્દુલ્લાહના મદીનામાં મરણ પામ્યાના દુઃખદાયક સમાચાર મલ્યા. ("મોસમે બહાર"ના કર્તા શેખ મહમદઅલી મુલ્લાં જીવાભાઇ લખે છે કે; એમનું મરણ બાળક મહમદના જન્મ્યા બાદ બે મહિના પછી થયું હતું.) હ૦ મહમદ પેગમ્બર સાહેબ (સ. અ.) ના પિતા હ૦ અબ્દુલ્લાહ કોરેશ કુળના અને અરબ કોમમાં એક આબરૂદાર ગૃહસ્થ હતા. તેઓની મા સાહેબનું નામ અમીના હતું, (હ૦ અબ્દુલ્લાહ અને અમીનાનો સંબંધ માટે જુઓ પુરવણી "૧") તેઓ બન્નેનું વતન મક્કાએ-મોઅઝઝમા હોઇ, ત્યાંજ તેઓનો નિવાસ હતો. પરંતુ હ૦ અબ્દુલ્લાહના લગ્ન થયા પછી થોડા વખત પછી સીરી દેશના ગાઝા ગામમાં વેપાર અર્થે કાફલા સાથે ગયા; પરંતુ ત્યાંથી પાછા ફરતા મદીનામાં બીમાર પડયા અને ત્યાંજ તેઓ પોતાના વૃદ્ધ પિતાને રડતાં કકળતાં મુકી આ ફાની દુન્યાનો ત્યાગ કર્યો. અમીનાએ જ્યારે આ દુઃખદાયક સમાચાર સાંભળ્યા ત્યારે શોક સાગરમાં ડુબી ગયા. આ વખતે કહે છે કે તે ગર્ભવંતા હતા.

થોડા દીવસ પછી અમીનાના દુઃખી જીવનમાં સુવર્ણ રેખા દેખાવા લાગી. ઇ. સ. ૫૭૦ના ઓગષ્ટ મહિનાની ૨૬મી તારીખ ને સોમવારે અમીનાએ એક બાળકનો જન્મ આપ્યો. બાળકનો જન્મ થતાં અમીનાએ પોતાના સસરા અબ્દુલ-મુત્તલીબને તેના સમાચાર કહેવરાવ્યા. આ શુભ સમાચાર સાંભળતાંજ હર્ષઘેલા

અબ્દુલ-મુત્તલીબ તરત અમીનાના ઘરે આવ્યા અને અબ્દુલ-મુત્તલીબે તે બાળકને હાથમાં લઇ એ શુભ પ્રસંગ માટે ખુદાતઆલા ને ધન્યવાદ આપ્યા. તેમને તે બાળકને કાબામાં લઇ ગયા. ત્યાં તેઓએ તે બાળકનું નામ "**મહુમદ**" પાડયું.

હ૦ **મહમદ** (સ. અ.)ના જન્મ તારીખ વિષે કેટલાક તવારીખ નવેશોમાં મતફેર પડે છે. મી. જોન ટોકલ કહે છે કે હ૦ **મહમદ** નો જન્મ ઇ. સ. ૫૭૦માં ઓગષ્ટની ૨૦મી તારીખે થયો હતો. ઇસલામી તવારીખથી વાકેફદાર મી. **મહમુદ** પાશા ફલકી પોતાના રેસાલામાં "હલાયતે રેયાઝી"ના આધારે કહે છે કે હ૦ **મહમદ**નો જન્મ ઇ. સ. ૫૭૧માં એપ્રીલની ૨૦મી તારીખને સોમવારે થયો હતો. મી. તૈયબઅલી અલીભાઇ અલવી કહે છે કે હ૦ **મહુમદ**નો જન્મ ઇ. સ. ૫૭૦માં ઓગષ્ટની ૨૯મી તારીખે થયો હતો. **શી**યાહ મત પ્રમાણે હ૦ **મહમદ**નો જન્મ સનેરીલની તા. ૧૭મી રબીઉલઅવલમાં થએલો મનાય છે. "મોસમે બહાર" ની જીલદ બીજીમાં શેખ **મહમદ**અલી મુલ્લાં જીવાભાઇ ખંબાતી લખે છે કે હ૦ **મહમદ**નો જન્મ સનેરીલમાં રબીઉલઅવલની ૧૨મી તારીખને સોમવારે થયો હતો. ડો. સ્પ્રેન્ગર કહે છે કે **મહમદ**નો જન્મ ઇ. સ. ૫૭૧માં ઓગષ્ટની ૧૩મી તારીખે થયો હતો.



# પ્રકરણ સાતમું—બાળ અવસ્થા.



અમીના પોતાના પતિના મરણના સમાચારના શોકથી કમજોર થઇ ગયા હતા. ત્યાં તો વળી પ્રસવનો વખત આવ્યો એટલે વધુ કમજોર થઇ ગયા. તેથી મહમદની સારવારનું કામ તો પહેલા સેરા કે સોદૈબાહ નામની બાંદી ઉપર આવી પડયું. તેણીએ તે કામ બા ખુશી લઇ ઉઠી.

તે વખતે એવો રીવાજ હતો કે મક્કાના શ્રીમંતો પોતાના બાળકને બેદુઇન સ્ત્રીઓને સોંપતા. તેણીઓની સોબતમાં રહેવાથી બાળકો શુરવીર, તેજસ્વી અને સહનશીલતાવાળા બનતા. અનંતમરૂભુમીમાં રહેવાથી બાળકોના હૃદયો પણ અસીમ અને ઉદાર થતા હતા.

હ૦ મહમદના પિતા ગરીબ હોવાથી મરણ વખતે ફક્ત ચાર ઉંટ, ચાર બકરા અને એક બરકા નામની દાસી મુકી ગયા હતા. બાળકના નિર્વાહ માટે જોઇએ તેવી સંપતિ હતી નહિ; છતાં પોતાના બાળકના અંતિમ-પ્યારના કારણે અમીનાને તેનું દુ:ખ જણાયું નહિ. પોતાના વ્હાલા બાળકને રીવાજ પ્રમાણે પાલન કરવા જેટલું ધન હતું નહિ. પરંતુ અબ્દુલ-મુત્તલીબની કોશીશથી હુવાઝન કે બનુસાદના કબીલાની એક બેદુઇન સ્ત્રી નામે હલીમા બીનતે અબી ઝોવૈબ હથુ હ૦ મહમદને સોંપ્યા. (ઇ. સ. ૫૭૦.) હ૦ મહમદ પેગમ્બર સાહેબની જન્મભુમી મક્કા-એ-મોઅઝઝમાથી અગ્નિકોણ દિશાએ ૮૦ માઇલ દુર આવેલા તાએફ નગરની

પાસેના અરણ્યો તથા પર્વતોમાં તેઓ તેમજ તેઓની દુધમાતા હુલીમા રહેવા ગયા. હુલીમાનું ઘર ત્યાં એક પહાડની તળેટીમાં હતું. ત્યાં હ૦ મહમદને લઇ ગયા. ધીમે ધીમે હ૦ મહમદ હૃષ્ટપૃષ્ટ અને બલિષ્ટ બનતા ગયા. હુલીમા પાસે બે વર્ષ તેઓ રહ્યા. આ બે વર્ષમાં તેમને દુધ છોડી અને અન્ન લેવાનું શરૂ કર્યું હતું. બે વર્ષ પછી ઇ. સ. ૫૭૨માં હુલીમા તેઓને મક્કે પાછા લઇ આવ્યાં.

વહાલા બાળકને નિહાળી અમીના ઘણા ખુશી થયા; પરંતુ તે વખત મકકાની હવા હ૦ મહમદને માફક નહિ આવવાથી તેમજ હ૦ મહમદની શારીરીક સુધારણામાં ત્યાં રહેવાથી સારો ફેરફાર જોઇ હજુ બીજા બે એક વર્ષ સુધી બહાર અરણ્યોમાં રહેવા માટે અમીનાએ ફરી તેઓને હુલીમા હશુ સોંપ્યા. હુલીમા તેઓને લઇ પોતાના ઘેર પાછા આવ્યાં. ત્યાં બીજા ત્રણ વર્ષ હ૦ મહમદે પસાર કર્યા. એક વખત બાળકો સાથે રમતા હતા તેવામાં તેઓ બેહોંશ થઇ ગયા. હુલીમાના બાળકોએ ઘરમાં આવી પોતાની માતાને તે વાતની ખબર કીધી. હુલીમા જઇને જુએ છે તો હ૦ મહમદ ધુળથી ખરડાએલા શરીરે ઉભેલા હતા. આ બીનાથી સર્વે કહેવા લાગ્યા કે: "કદાચ તેમને કંઇ રોગ લાગ્યો હોય એવું લાગે છે." તેથી હુલીમા ભયાગ્રસ્ત થઇ હ૦ મહમદને તેમની માતા અમીના પાસે ઇ. સ. ૫૭૫માં મુકી ગયા. આ વખતે તેમની ઉમર ફક્ત પાંચ વરસની થઇ હતી.

જ્યારે હ૦ મહમદ છ વરસના થયા ત્યારે તેમની માતા અમીના સાથે મદીને તેમની દાદીમા પાસે ગયા. મદીનામાં

હ૦ મહમદના પિતાની કબ્ર હોવાથી ત્યાં અમીના હમેશાં જતાં. તેણીની સાથે બાળક હ૦ મહમદ પણ જતા. પતિની કબ્ર પાસે બેસી અમીના હમેશાં આંસુ સારતા. માતાને આંસુ સારતા જોઇ હ૦ મહમદ કાલા કાલા શબ્દોમાં પુછતા કે, "મા! તું રોજ કેમ રૂએ છે?" પરંતુ અમીના કંઇ પણ જવાબ આપતા નહિ. છેવટે અમીના એક દિવસ હૃદય દાબી કહ્યું કે; "બેટા તારા પિતા માટે."

હ૦ મહમદે પુછ્યું કે; "મારાં પિતા કયાં છે?"

જે બાળકે જન્મભરમાં પિતાનું મુખડું જોએલું ન હતું, તેના મુખમાંથી જ્યારે "પિતા" શબ્દ નીકળ્યો ત્યારે અમીનાનું હૃદય ભરાઇ ગયું. અમીનાએ શુન્ય આકાશ તરફ આંગળી કરી અને બતાવ્યું; "તારા પિતા ત્યાં છે."

હ૦ મહમદની દ્રષ્ટિ મર્યાદા પહોંચી ત્યાં સુધી અનંત ભુરા આકાશ તરફ આંખો ધરી જોયાજ કીધું. હ૦ મહમદ સમજી ગયા કે; પિતા આ દુન્યા તજી બીજી દુન્યામાં ગયા છે.

એક મહિનો મદીનામાં રહી અમીના મક્કે જવા રવાના થયા. હ૦ મહમદની કમનસીબીમાં વધારો થવા ઇ. સ. ૫૭૬માં રસ્તામાં અબોયા (અલ—અબ્વા) ગામમાં બીમાર પડી આ ફાની દુન્યાનો ત્યાગ કર્યો અને બાળકના નાવને બાળ સમુદ્રમાં મુકી તેઓ ચાલતાં થતાં. નાહનીજ વયમાં તેઓ નમાયા થયા. અફસોસ! જન્મ પહેલાં પિતા સંસાર છોડી ગયા હતા અને તેઓની પાછળ જે માત્ર માતાનો છાંયો હતો તે પણ તેમનો ત્યાગ કરી ચોલતો

થયો!! હ૦ **મહમદનો** મુખમાં હજુ તો દુધીયા દાંત હતા એટલામાં ચિંતાએ ઘર કર્યું કે; માતા ક્યાં ગયા? હ૦ **મહમદ** રાત અને દીવસ વિચાર કરતા કે; એવો કયો દેશ છે કે જ્યાં જવાથી ફરી પ્યારી માતાની સુરતના દર્શન થાય? આ વિચારોએ તેમને બીજી દુન્યા (આખેરત)ના વિચારો તરફ હૃદય ખેંચ્યું.

હમેશને માટે પોતાની પ્યારી માતાને ત્યાં છોડી હ૦ **મહમદ** નિરાશ થએલા હૃદયે **બરકા** કે ઉમ્મે એમન નામે દાસી સાથે **મક્કે** પોતાના પિતાના ઘરે આવ્યા. હવે તેઓ યતીમ થવાથી તેમના જીવનનો આધાર તેમના કુટુંબીઓ ઉપર રહ્યો. તેથી તેમને ઉછેરવાનું કામ **અબ્દુલ-મુત્તલીબે** પોતાના શીરે લીધું. હ૦ **મહમદને** **અબ્દુલ-મુત્તલીબે** પોતાના આશરા હેઠળ રાખી અને પ્રેમથી આંસુઓ લુઇ અને તેમને પ્રેમથી ગોદમાં લીધા.

**અબ્દુલ-મુત્તલીબ** હ૦ **મહમદનું** સ્નેહથી પાલન કરવા લાગ્યા. હ૦ **મહમદને** તેઓ પોતાની નજરથી એક ક્ષણ પણ દુર કરતા નહિ. **અબ્દુલ-મુત્તલીબના** હસ્તક રાજ્યકારોબારનો ઇન્તેઝામ હોવાથી તેમજ કાબાની રખેવાળીનું કામ તેમના હાથમાં હોવાથી **અબ્દુલ-મુત્તલીબ** હમેશાં કાબામાં ઇબાદતે-ઇલાહી માટે તેમજ મુસાફરોની દેખરેખ માટે કાબામાં જતા હતા. તેમની સાથે હ૦ **મહમદ** પણ ત્યાં જવા લાગ્યા. ત્યાં બેસી હ૦ **મહમદ** વિદેશી યાત્રાળુઓના ટોળાઓને તીવ્ર નજરે જોતા. તેઓમાંથી કોઇ મુર્તિને નમન કરતું, કોઇ મુર્તિ પાસે પ્રાર્થના કરતું તો કોઇ આખો દીવસ ઉપવાસ કરી દેવતા સામે ઉભા રહી દેવનું ધ્યાન ધરતું હતું. આ સર્વેના કાર્ય તરફ હ૦ **મહમદ** વિચારની નજરે જોતા. આવી

રીતે બાળ વયથીજ તે મહાન નરને દરેક ચીજ તીવ્ર નજરે તપાસી જોવાની ટેવ પડી. દરેક વાત અને દરેક બનાવને ઘણાજ લક્ષથી વિચારી જોવાની આવડત પડી. તેઓ ઘણાજ વિચારશીલ મનના તેમજ નહાનપણથીજ ગંભીર સ્વભાવના થયા તેથી જે બનાવો તેની નજર સામે બનતા તેમનો પોતાના મનમાં વિચાર કર્યે જતા.

આમ સુખ દુઃખમાં બીજા બે વર્ષ વીતી ગયા. ઈ. સ. ૫૭૮માં જ્યારે હ૦ મહમદ આઠ વરસના થયા ત્યારે તેમના દાદા અબ્દુલ-મુત્તલીબ ૧૨૦ વરસની ઉમરે મરણ પામ્યા. જ્યારે તેઓ મરણ પથારી ઉપર પડયા, ત્યારે પોતાના પુત્ર અબુતાલીબને પોતાની પાસે બોલાવ્યા અને હ૦ મહમદને તેમના હાથમાં સોંપી કહ્યું; "તમને ખબર છે કે, અબ્દુલ્લાહ મને સૌથી વધારે વહાલા હતા; પરંતુ એ મારી પહેલાં ચાલતા થયા, તેથી મહમદને મેં અબ્દુલ્લાહ સમજી આજ સુધી મેં મારી છાતી ઉપર તેઓને રાખી ઉછેર્યો છે; પણ હવે ખુદા મને બોલાવી લે છે; એટલે આ મહમદને હું તમારા હાથમાં સોંપું છું. બેટા, કાબામાં મહમદને રમાડતા રમાડતા મને કેટલીક વખત એમ થઇ આવતું કે, 'આ મહમદ આપણી આખી કોમને ઉજાળશે.' બેટા, જો જો કે આપણા આ કુળની દોલતનું તમે રક્ષણ કરજો." આટલું બોલતાં તેમની આંખ વિચાઇ ગઇ.

હ૦ મહમદને તેમના દાદા અબ્દુલ-મુત્તલીબના મરણથી ઘણું લાગી આવ્યું. તેઓ વિચારતા કે, તેમના જીવનનો એક બીજો આધાર હતો તે પણ આ સંસારમાં તેમને એકલા છોડી ચાલતો થયો.

અબ્દુલ-મુત્તલીબના મરણ પછી મક્કા શહેરના રાજ્યમંડળ "દારૂન-નદવા"ના સરદાર અબુતાલીબ થયા. અબ્દુલ-મુત્તલીબના મરણ પછી હ૦ મહમદ તેમના કાકાજી અબુતાલીબની સંભાળ હેઠળ રહ્યા. કાકા પોતાના ભત્રીજાની વિશ્વાસુપણે બરદાસ્ત લેતા અને પોતાના બેટા સમ સ્નેહથી તેમનું પાલન કરતા. હવે હ૦ મહમદ તેમના કાકાજી અબુતાલીબના ઘરે સુખી જીવન ગુજારવા લાગ્યા.

ઈ. સ. ૫૭૮થી ઇ. સ. ૫૮૧ સુધી અબુતાલીબે હ૦ મહમદને પ્રથમ ઢોર ચરાવવાનું કામ સોંપ્યું. તેમને આ કામમાં ખુબ મજા પડી; કારણ કે ખુલ્લા મેદાનમાં, નાની નાની ટેકરીઓમાં, શાન્ત ગુફાઓમાં અને નિર્જન જંગલોમાં આખો દીવસ તેમને ફરવા મલતું હતું. આવા શાન્તિમય પ્રદેશમાં કોઇક વખત તો હ૦ મહમદ બહુજ ઊંડા વિચારોમાં ઉતરી પડતા. આ સમયમાં જીંદગીના અનેક સુખ દુ:ખના પ્રશ્નો ઉપર વિચાર કરવાની તેમને સારી તક મલી.

જતે દીવસે અબુતાલીબનું પોતાનું કુટુંબ મોટું થયું અને કમાણી ટુંકની ટુંકજ રહી. આથી અબુતાલીબે તેમને ધંધામાં રોકયા અને હ૦ મહમદ કમાતા થાય એવી કોશીશ કરતા રહ્યા. આ હાલતમાં હ૦ મહમદની બાર વરસની ઉમર થઇ.

ઇ. સ. ૫૮૨માં અબુતાલીબને કોઇ વ્યાપારી વસ્તુઓને ખરીદવા તેમજ વહેંચવા માટે સીરીયા અને શામના મુલકો તરફ જવાનું થયું. જ્યારે અબુતાલીબ ઊંટ ઉપર સ્વાર થયા ત્યારે હતાશ મુખડે ત્યાં હ૦ મહમદે આવી કહ્યું કે; "કાકાજી, મને છોડી તમો કયાં જાઓછો? તમારા ગયા પછી મારાપર કોણ પ્યાર કરશે?"

આ શબ્દોથી અબુતાલીબનું હૃદય ભરાઇ આવ્યું. તેથી હ૦ મહમદને પોતાની સફરમાં સાથે લીધા.

આ સફરમાં હ૦ મહમદે બુઝરા ખાતે ઇસાઇ નેસટોરીઅન ફીરકાના વડા ધર્મગુરૂ બહીરાની મુલાકાત લીધી. આ પાદરી મારફતે તેઓએ ઇસાઈ ધર્મના મુખ્ય સિદ્ધાંતોનું જ્ઞાન મેળવ્યું. તે સાથ તેમને ખ્રીસ્તી મઝહબની પડતી હાલતનો, બીઝનટાઇન શહેનશાહતમાં પ્રસરી રહેલા એશઆરામ અને વ્યભિચાર અને અનીતિના રસ્તે ઉતરી જતા ખ્રીસ્તી ધર્મગુરૂઓની હાલતનો બારીકીથી અભ્યાસ કર્યો. તેમાં તેઓએ જાણ્યું કે મુર્તિને ખુદા સમજી પુજવી એ મહા પાપ છે. આ બહીરાની વાતોથી હ૦ મહમદના હૃદયમાં મહાન ફીરતાર તરફના ચાહનો કોલાહલ ઉત્પન્ન થયો. આ સફર દરમીયાન હ૦ મહમદે વિવિધ ધર્મની હાલતના અહવાલોનો અભ્યાસ કરી, અબુતાલીબ સાથે મક્કે પાછા ફર્યા.

તે પછી તેઓ વ્યાપારમાં જોડાઇ અનેક વખત વેપારી કાફલાઓ સાથે સફરે જવા લાગ્યા અને જુદી જુદી વખતે જુદી જુદી જાતનો અભ્યાસ કરવા લાગ્યા.



---

# પ્રકરણ આઠમું—યુવાન અવસ્થા.



૯૦ **મહમદ મક્કામાં** તેમના કાકાજી **અબુતાલીબના** ઘરમાં રહી વેપાર કરવા લાગ્યા. કેટલીક વખત સ્વજાતીના અને વિદેશના મેળાઓમાં અને ઉત્સવોમાં વેપારી જણુસો લઇ વેચવા જતા હતા. વેપારી લેણદેણમાં હ૦ **મહમદ** ઘણી સફાઇથી હિસાબ રાખતા; તેમજ જો કોઇને કંઇ વચન આપતા તો તે પાળવાને હર વખત તઇયાર રહેતા અને પુરી રીતે પાળતા હતા.

તેમના વચન પાળવાની પ્રસંશા કરતા **અબ્દુલ્લાહ** બીન અબુલ-હમશાહ કહે છે કે, "મેં એક વખત હ૦ **મહમદ** સાથે લેણ દેણ કર્યું, તેમાં મેં તેઓને થોડા પૈસા બાકી રાખી કહ્યું કે: "બાકીના પૈસા લઇ થોડા વખતમાંજ આવુંછું તમો અત્રેજ રહેજો." હું એમ કહી શહેર તરફ ગયો પરંતુ હ૦ **મહમદને** આપેલું વચન ભુલી ગયો અને ત્રણ દીવસ સુધી ત્યાં ગયોજ નહિ. ચોથે દીવસે હું અચાનક ત્યાં ગયો, તો હ૦ **મહમદને** તેજ જગ્યા ઉપર બેઠેલા જોયા. તેઓને જોઇ તેઓને આપેલું વચન મને યાદ આવ્યું. હું તેમની પાસે ગયો. પરંતુ કંઇ પણ ગુસ્સો ન કરતાં ફક્ત એટલુંજ મને કહ્યું કે; "તેં મને નકામી મેહનત આપી કે હું અત્રે ત્રણ દીવસ થયા બેઠોછું." જયારે તેઓ વિદેશ તરફ જતા ત્યારે લેણ દેણનો હિસાબ ચુકતે રાખતા. આવી પાક દાનતથી સર્વે લોકો ઉપર તેઓની ઘણી સારી છાપ પડી.

એક વખત તેઓ "ઓકઝા"ના પ્રસિદ્ધ મેળામાં વેપારી જણસો લઇ વેચવા અર્થે ગયા. "ઓકઝા"નો મેળો મક્કાથી ત્રણ રાતની મુસાફરી ઉપર "ઓકઝા" નામના નામાંકિત જગ્યાએ વર્ષમાં એક વખત ઉજવવામાં આવતો. તે મેળો એક માસ સુધી ચાલતો. આ મેળામાં આખા અરબસ્તાનના રહેવાસીઓ ભાગ લેતા. આ મેળામાં આખા દેશના કવીઓ, વીર પુરૂષો, સાધુઓ અને કસરતબાઝો હરીફાઇમાં ઉતરતા હતા. આથી તેમાં અરબસ્તાનના અરબોની સમાજીક તેમજ આર્થિક જીવનનો સારાંશ જણાય આવતો. તે મેળામાં અરબો પોતાની વીરતાની કવિતા ગાતા, કેટલાકો પુરાણી કહાણી અને કીસ્સાઓ સંભળાવતા અને યહુદી તેમજ ઇસાઇ ધર્મગુરૂઓ પણ ત્યાં આવી પોતાના ધર્મનો ઉપદેશ કરતા. તે મેળામાં કજીયા, કંકાસ, જુગાર, ધાંધલ અને છાકટાપણું પણ બહુજ જોવામાં આવતું. હ૦ મહમદની યાદશકિત વિલક્ષણ હતી; તેમજ તેમની તીવ્ર નજરથી જોવાની અને દરેક વિષય ઉપર ઉંડા વિચાર કરવાની નહાનપણથીજ આદત પડેલી હોવાથી તેઓ સર્વ બાબતને તીક્ષણ નજરે જોઈ, યાદ રાખતા અને તેના ઉપર ઉંડો વિચાર કરતા.

આ મેળા વખતે ઈસાઇનો પ્રસિદ્ધ ધર્મગુરૂ કોશ ત્યાં બોધ આપવા આવ્યો હતો. આ ઇસાઇ ધર્મગુરૂ કોશની બોલવાની છટા એવી તો ખેંચાણકારક હતી કે હજારો લોકો તેનો બોધ સાંભળવા ભેગા થતા હતા. એક દીવસ હ૦ મહમદ પણ તેનો બોધ સાંભળવા ગયા. ત્યાં તેઓ ઈસાઇ મઝહબના ગુહ્ય તત્વોથી વધુ જાણકર થયા. તેમજ તે સાથે તેઓએ ત્યાં મુસવી (યહુદી) ધર્મના તત્વોનો સારો અભ્યાસ કર્યો.

આ માહિતી મેળવ્યા પછી હ૦ **મહમદ** બન્ને ધર્મની સરખામણી કરવા લાગ્યા. પરંતુ તેમને તેમાં માલુમ પડ્યું કે; "તે બન્ને ધર્મોએ **અલ્લાહુ**ની એકયતાને છોડી અને મુર્તિપુજાના આડંબરમાં ફસેલા હતા." હ૦ **મહમદ**ને એ વખત થઇ આવ્યું કે; "શું સંસારમાં એવો કોઇ એક પણ ધર્મ નથી કે જેનાં વતી ખુદાની વાહદાનીયત (એકયતા)નો પાઠ શીખી શકાય?"

આ વિચારો હ૦ મહમદના હ્રદયમાં એવા તો તીવ્ર વેગે પસાર થયા કે એક વીજળીની ચમકની ઝડપ જેમ ઉદય પામી અસ્ત થયા. પરંતુ તેના સ્મર્ણો તેમના અંતઃકરણમાં ચોંટી ગયા. આથી તેમનું જીગર તેઓની હાલતને સુધારવાના વિચારો તરફ તડપતું થયું.

મેળામાં લેણદેણ કરી તેઓ **મક્કા**માં પાછા ફર્યા. થોડા વખત પછી ફેઝાની લડાઇ કોરેશો અને બનુ હવાઝીન કબીલા વચ્ચે સળગી ઉઠી, તેનું કારણ આપસની જમાના અગાઉ થએલી વિરોધની આગ હતી. આ લડાઇને ફેઝાની લડાઇ એટલા માટે કહેવામાં આવે છે કે **અરબ** લોકોમાં એ વખતે એવો કાયદો હતો કે **મક્કા**ની પવિત્ર ભુમી ઉપર તેમજ તેની આસપાસના પ્રદેશમાં વરસના ચાર મહીના (એટલે **૧**લા, ૭મા, ૧૧મા, અને **૧૨**મા મહીના)માં લડાઇ તદ્દન બંધ રાખવી. તેમ છતાં આ લડાઇમાં ઉપલા કાયદાનો ભંગ કરવામાં આવ્યો હતો. એ કારણના લીધે તે લડાઇને ફૈઝા એટલે "ગેરવાજબી" લડાઇ કહેવામાં આવી છે. આ લડાઇમાં એક બીજાની તલવારો મ્યાનમાંથી બહાર નીકળી. આ લડાઇમાં હ૦ **મહમદ** પોતાના પક્ષમાં જોડાઇ બહાદુરીથી એ વખત લડયા, તેથી તેમની વીરતાના વખાણ ચોતરફ ફેલાયા. આ લડાઇ દરમીયાન થતા કોલા-

હલ, તલવારોની ધણુધણાટ અને મરતાં મનુષ્યોની દયાભરેલી ફાકીયારીઓથી તેમના હ્રદયમાં દયાના ભાવો ઉત્પન્ન થયા. ઇ. સ. ૫૮૮માં લડાઇમાંથી તેઓ મક્કે પાછા ફર્યા. આ લડાઇ ઇ. સ. ૫૮૦થી ૫૯૦ સુધી ચાલુ રહી હતી.

મક્કે પાછા ફરતા ઈ. સ. ૫૮૮થી ઇ. સ. ૫૯૨ સુધી ફરી શાન્ત અને એકાંત પ્રદેશમાં ઢોર ચરાવવાનું કામ તેમને સોંપવામાં આવ્યું. તેવું કામ તેમને સર્વદા પ્રિય હતું. જો કે એ ધંધો લોકોની નજરે જરા અધમ લેખાય છે; પરંતુ અનેક મહાન પુરૂષો તેમજ ભવિષ્ય વાદિઓએ એજ તરીકા ઉપર પોતાનું આખું જીવન પસાર કરી અને ઉંચા દરજ્જાએ પુગ્યા હતા, તેના પુરાવાઓ ઇતિહાસનાં પાનાંઓ પુરા પાડી રહ્યા છે. આ વખતે તેઓ સંસાર સાગરના જંજાળોથી મુકત રહી અને અન્ય કોઇ બીજા ગંભીર વિચારોમાં મશગુલ રહેતા. કુદરતના અવિચળ કાયદાઓના પ્રશ્નો સાથે ઉપર પ્રસરી રહેલા અનંત ભુરા આકાશ, પગ તળે સુર્યના અતી તાપથી ધગધગતી રેતીનું વિશાળ રણ અને દ્રષ્ટિ પહોંચે ત્યાં સુધીના જળહીન અને વૃક્ષહીન ભુમીનું ધ્યાન ધરતા, અને આવા વિચીત્ર દેખાવોનું મનન કરતા તેમની વિચાર-શક્તિ ક્રમક્રમપણે કુદરતના ગુહ્ય ભેદો તરફ વળગી રહ્યું. ધીમે ધીમે તેઓને અલ્લાહ તઆલાનું જ્ઞાન થયું. તેમની ચારે બાજુએ સમાગમમાં આવતી ચીજોને ઉત્પન્ન કરનાર પાક કીરતારના ધ્યાન તરફ તેઓનું અંતઃકરણ ખેંચાયું. આ દરમીયાનમાં હ૦ મહમદ (સ. અ.)નું સદાચરણ ઘણું દીપાવા લાગ્યું.

વિચાર, મનન અને કુદરતના અસીમ ભેદોનું અવલોકનથી તેમના વિચારમાં ફેર પડવા માંડયો. તેઓ પછી "અલ્લાહ એકજ

છે." એવું માનતા થયા. તે સાથ ખુદાવંદની તેમના હૃદયમાં જબરી તાલાવલી ઉત્પન્ન થઇ. પોતાના બંધુઓની ખોટી માન્યતા અને જડ ઘાલી બેઠેલા ખોટા વહેમો તરફ તેમને ઘણો ખેદ પેદા થયો. આ પ્રમાણે શાન્તિ અને દીર્ઘ દ્રષ્ટિથી વિચારો કરવામાં દીવસ પછી દીવસ અને અઠવાડીયા પછી અઠવાડીયું અને મહિનાઓ પછી મહિનાઓ પસાર થતા ચાલ્યા અને ઇ. સ. ૫૯૨ની વર્તમાન સાલ આવી પુગી. આ વખતે તેઓ ૨૨ વરસની યુવાન વયે આવી પહોંચ્યા.

ઉપલા ચાર વરસની અંદર હ૦ મહમદ પેગમ્બર સાહેબ (સ અ.)ના કાકાજી અબુતાલીબની નાણાં સંબંધી હાલત જેવીને તેવીજ રહી. તેઓ આગળની માફક પોતાનું ઘર ખરચ ચલાવવાને અશક્ત થયા. તેથી તેઓએ પોતાના ભત્રિજા હ૦ મહમદને માયાળુપણે સુચવ્યું કે, "તારે પણ ગુજરાન વાસ્તે મદદ દાખલ જરા વધારે આગળ વધવું જોઇએ. જુઓ, હાલમાં આપણા સગામાંથી ખદીજાની તરફથી શામ દેશમાં કાફલો મોકલવાની તઇયારી કરવામાં આવે છે; માટે તેણીની પાસે તું લાયક નોકરી માગે તો સારૂં." આ વખતે હ૦ મહમદને તેમના કાકાજીના માયાળુ શબ્દો યોગ્ય લાગ્યા. તેથી ઇ. સ. ૫૯૨માં હ૦ મહમદ વેપાર અર્થે ખદીજા નામના એક વિધવા બાનુને ત્યાં રહ્યા. ખદીજા કોરેશના કબીલાનાં એક આબરૂદાર અને દૌલતમંદ બાનુ હતાં. તેણી ખુવૈલદના બેટી હતાં. તેણી સદગુણી અને ઉમદા સ્વભાવને લીધે ઘણાં જાણીતાં હતાં.

હ૦ મહમદ અન્ય બીજા વેપારી કાફલાઓ સાથે આવજાવ કરવા લાગ્યા. સૌથી પહેલા ઇ સ. ૫૯૨માં ખદીજાની ઇચ્છાથી તેણીના વેપારી કાફલાની સાથે સીરીઆની સફરે ગયા. આ કાફલો

લાંબી સફરે જવાનો હતો, કેમકે તે અલેપ્પો તથા દીમશ્કસ શહેર સુધી જનાર હતો. રસ્તામાં બુઝરા ગામ આવ્યું ત્યારે તેઓએ ફરીથી બહીરાની મુલાકાત લીધી. બહીરા પાસે રહેલી હ૦ ઈસા નબીની અમાનતોને તેઓએ મેળવી. સીરીયાના મુલકોમાં વેપાર કરી, હ૦ મહમદ મક્કે પાછા ફર્યા (ઇ સ. ૫૯૩). વહેપાર રોજગાર સારી રીતે ચલાવ્યાથી અસલ મુદ્દલમાંથી ખદીજાને વ્યાપારમાં બમણો નફો થયો. તેથી તેણીએ ફરી દક્ષીણ તરફ સફરે જવા, ઇ. સ. ૫૯૪માં કહ્યું. આ સફરમાં પણ તેણીને ઘણો લાભ થયો. એ પ્રમાણે હ૦ મહમદ ત્રણ વરસ સુધી તેણીના તરફથી વ્યાપાર કર્યા કીધો અને દેશ વિદેશની સફરો કીધી. દરેક વખતે હ૦ મહમદની સચ્ચાઇ અને ઈમાનદારીથી ખદીજાને તેમના ઉપર દ્રઢ વિશ્વાસ બેઠો.

આ વખતે બીજા કેટલાક લોકો, જે ધણીનો માલ લઇ જતા હતા, તેઓ ધણીના માલમાં અનીતિ કરી દ્રવ્ય ચોરી લઇ લેતા અને માલેકને ઘણું નુકશાન પહોંચાડતા હતા; પરંતુ આ પ્રસંગોમાં હ૦ મહમદે પોતાની સચ્ચાઇ, પાક દીયાનતદારી અને અમાનતદારીની છાપ સર્વે લોકો ઉપર ખુબ પાડી.

હ૦ મહમદની રહેમદીલી, સભ્યતા, સાચી દીયાનત અને અમાનદતદારી તથા તેઓથી થતા લાભોથી મક્કા નિવાસીઓ તેમને "અલઅમીન" કહી બોલાવવા લાગ્યા.



## પ્રકરણ નવમું—ગૃહ સંસાર.



હ૦ **મહમદ** સફર ઉપરથી પાછા ફર્યા તે વખતે તેમની જવાનીના ખુબસુરત દેખાવની અને તેમના વિશ્વાસુપણાની **ખદીજા** ઉપર સારી છાપ પડી. આ વખતથી હ૦ **મહમદ** અને **ખદીજાનો** સંબંધ વધતો ગયો. હ૦ **મહમદની** હુસ્યારીથી તેણીને પુષ્કળ લાભ થયો. ખદીજાને હ૦ **મહમદ** અસાધારણ પુરૂષ દેખાવા લાગ્યા. આ વખતે તેણીને પરણવાને સારૂ **મક્કાના મોટા** મોટા અમીરો તઇયાર હતા; પરંતુ **ખદીજાના** અંતઃકરણમાં હ૦ **મહમદના** સદાચારથી એવું ઠસી ગયું હતું કે: હ૦ **મહમદનેજ** પરણવું.

તેમને સફરેથી **મક્કામાં** આવ્યે બે મહિના થયા ત્યારે **ખદીજાએ** પોતાનો ભેદ જાણનાર એક **નફસા** નામની બાંદીને શીખડાવી અને હ૦ **મહમદ** પાસે મોકલી. તેણીએ હ૦ **મહમદને** લગ્ન કરવા વિષે ઘણો શોખ બતાવ્યો; પરંતુ દુરઅંદેશ હ૦ **મહમદે** કહ્યું કે: "જેનામાં પોતાની સ્ત્રીનું ભરણ પોષણ કરવા જેટલી શક્તિ ન હોય તેમને લગન કરવા એ આપત્તિ વહોરી લેવા બરોબર છે."

બાંદીએ કહ્યું: "તમને પુષ્કળ નાણાંવાળી, ખુબસુરત અને વળી મોટા ખાનદાનની આબરૂદાર બાનુ ચાહતી હોય તો શું તમો લગ્ન નહિ કરો?"

હ૦ **મહમદે** પુછ્યું; "ભલા, એ સ્ત્રી કોણ છે?"

બાંદીએ કહ્યું; "ખદીજા, કે જેણી તમારી સાથે લગ્ન કરી પોતાના જીવનના બાકીના દીવસો પુરા કરવા ચાહે છે."

હ૦ **મહમદે** કહ્યું; "આ કાર્ય મારા કાકા **અબુતાલીબ**ના પુછ્યા વગર થશે નહિ. જો તેઓ મારી સાથે લગ્ન કરવા ચાહતા હોય તો એ વાત મારા કાકા **અબુતાલીબને** જઇને તમો કહો."

નફસાએ તે વાત ખદીજાને જઇ કહી સંભળાવી. તેણીએ પોતાના કાકાઇ ભાઇ **વરકાહ** બીન નોફેલને હ૦ **મહમદ** પાસે મોકલાવી અને કહેવડાવ્યું; "તમારા કુટુંબમાં જે કોઇ ઇજ્જતદાર આગેવાન હોય તેમને મારી પાસે મોકલો."

આથી હ૦ **મહમદે** તેમના કાકાજી **હુમઝાને** ત્યાં મોકલ્યા. **હુમઝા** તેણીની પાસે ગયા અને સર્વ વાતથી વાકેફ થયા. એ વાતની **હુમઝાએ અબુતાલીબને** કહી. **અબુતાલીએ** કહ્યું કે; "**મહમદની** ઉમર ખદીજાની ઉમર કરતાં ઘણી નહાની છે; એટલે કેમ શાદી થઇ શકે?"

આ વાતની જ્યારે ખદીજાને ખબર પડી ત્યારે કીંમતી ભેટો સાથે કહેવરાવ્યું કે; "એ બાબતમાં **મહમદની** શું મરજી છે? તે પુછી જુઓ." આથી **અબુતાલીએ** હ૦ **મહમદને** પોતાની પાસે બોલાવી, તે બાબતમાં તેમની મરજી પુછી. તેના જવાબમાં હ૦ **મહમદે** પોતાની ખુશી બતાવી. હ૦ **મહમદની** ખુશી જોઇ **અબુતાલીબ** તેઓને સાથે લઇ અને ખદીજાના કાકાઇ ભાઇ **વરકાહ** બીન નોફેલ પાસે ગયા.

આ વખતે વરકાહ કેટલાક ગૃહસ્થો સાથે એશઆરામમાં બેઠેલો હતો. અબુતાલીબ અને હ૦ મહમદને આવતા જોઇ, તેણે તેઓને કરામતથી બેસાડયા. થોડી ઘણી વાતચીત પછી અબુતાલીએ વરકાહને પુછ્યું; "તમારી બહેન ખદીજાને આ મારા ભત્રીજા મહમદ સાથે શાદી કરી આપવા માટે અમો અત્રે આવ્યા છીએ."

વરકાહે કહ્યું; "એ હાજર રહેલા કોરેશો તમે શાહેદ રહેજો કે આ મહમદને હું મારી બહેન ખદીજા આપું છું."

બીજે દીવસે જ્યારે હ૦ મહમદ અને અબુતાલીબ સાથે કરેલા વચનનો ખ્યાલ થયો ત્યારે તેને હ૦ મહમદની ગરીબ સ્થિતીનો ખ્યાલ આવ્યો. તેથી તેની બહેન ખદીજા સામે હ૦ મહમદની દીનતા બાબત અપશબ્દો ઉચ્ચાર્યાં; પરંતુ બાહોશ અને શ્યાણી ખદીજાએ પોતાના ભાઇ વરકાહને સમજાવી અને કહ્યું; "એ! ભાઇ!! મહમદમાં તમે એવો તે શું અવગુણ જોયો? તેઓના હસબ અને નસબ તથા શરાફતની બરોબરીમાં કોઇ હમજાત અરબ ઉભી શકશે નહિ. તેમની નેક નિષ્ઠા, સ્નેહ અને બાહોશીના બરાબર કોઇ અરબ નથી. અગર છે તેમની પાસે દૌલત નથી તો કંઇ નહિ. ખુદાવંદે મને પુષ્કળ દૌલતની બક્ષેસ કરેલી છે."

બહેનનો આવો દ્રઢ વિશ્વાસ સાથેનો વિચાર જોઇ અને વરકાહે કહ્યું; "મહમદથી જો તું રાજી હોય તો હું પણ તેમાં ખુશાજ છું."

હ૦ મહમદે લગનની ક્રીયા પુરી કીધી. મહેરમાં તેઓએ ખદીજાને ચાર મીશકાલ સોનાના આપ્યા. તેમની શકિત પ્રમાણે ગરીબોને દાન કર્યું. આ સુખના સમયમાં પણ તેઓએ પોતાની

પાળક માતા હલીમાને ભુલી ગયા નહિ. હલીમાને મક્કે બોલાવી અને તેમનો આદર સત્કાર કરી કેટલીક ભેટો આપી. આ વખતે તેઓની માતા અમીના તેમને યાદ આવ્યાં, તેથી તેમને ઘણો ખેદ થયો. આ વખતે હ૦ મહમદની ઉમર ૨૫ (પચ્ચીસ) વરસની હતી અને ખદીજા બાનુ ચાલીસ વરસના એક વિધવા સ્ત્રી હતા. આવી રીતે મક્કાની નગર શેઠાણી હ૦ મહમદ સાથે જોડાઇ; તેઓના પાક પરણેતર થયા. (હ૦ મહમદ પેગમ્બર સાહેબ (સ. અ) અને ખદીજાના સંબંધ માટે જુઓ પુરવણી "૨.")

આ લગ્નથી હ૦ મહમદની સ્થિતીમાં ઘણો ફેર પડયો. હવે મક્કામાં તેમની પૈસાદાર લોકોમાં ગણના થવા લાગી. આજસુધી તેમને જે કમાવાની ચિંતા રાખવી પડતી હતી તે પણ દુર થઇ. આ લગ્ન તેમને આશીર્વાદ રૂપ થઈ પડયાં. ખદીજા પણ તિવ્ર બુદ્ધિશાળી, સરલ હૃદયી અને ચતુર ગૃહિણી હતા. તેણીએ હ૦ મહમદના ગંભીર અને વિચારશીલ જીવનને વધુ આનંદમય કર્યું. હ૦ મહમદ અને ખદીજા એક બીજા તરફ ખરા પ્રેમની દ્રષ્ટિએ અને શ્રદ્ધાની લાગણીએ જોતાં હતાં. તેઓ પોતાના દીવસો સુખ ચેનમાં ગાળવા લાગ્યા. સર્વત્ર ઘરમાં પ્રેમ, પવિત્રતા અને શાન્તિ સ્થિલતા દેખાવા લાગી. સંસાર સાગરમાં હમેશાં અસંખ્ય વિવાહની ગાંઠથી અનેક જોડો જોડાતાં હશે, પરંતુ આવો અથાગ પ્રેમ ભાગ્યેજ કોઇમાં દેખાતો હશે. હ૦ મહમદના પ્રેમમાં ખદીજાએ ધન તો શું પણ મન અને હૃદય સુદ્ધાં અર્પણ કર્યાં. બન્ને એક બીજા સાથે સુખમાં પોતાના દીવસો ગુજારવા લાગ્યા.

અત્રે ફકત એજ જોવાનું છે કે જવાનીના પુર બહારમાં મનુષ્ય માત્ર હમશરીક અર્ધાંગનાને શોધતો ફરે છે, પરંતુ જવાન વયના

હ૦ **મહમદે** એક વિધવા સ્ત્રી સાથે દેશના તારણ માટે લગ્નની ગાંઠથી જોડાઈ પોતાની જવાનીનો પુર બહારેનો વખત તેણીની સાથ ગુજારવાની હિમ્મત કરી.

ઈ. સ. ૫૯૫માં હ૦ **મહમદની** આગેવાની હેઠળ "**હીલફ-ઉલ-ફેઝલા**" નામની એક મંડળી ઉભી કરવામાં આવી. તેમાં જોડાએલા દરેક સભાસદોએ પ્રતિજ્ઞાપુર્ણ સોગન ખાધા કે; "સમુદ્રમાં એક ટીપું પાણી રહે ત્યાં સુધી હું જુલમથી દબાએલાઓનો પક્ષ લઇ અને તેઓનો હક પુરો સાચવવામાં બનતો પ્રયત્ન કરીશ." તેમજ શહેરી રક્ષણ માટે હ૦ **મહમદે** **હાશેમી** કબીલાના તથા **મુત્તલીબ** વંશના અને **ઝોહરા** તથા **તાએમ** કુટુંબના માણસોને સાથે લઇ અને એક ઉપલું મંડળ ઉભું કર્યું. આ મંડળનું કાર્ય નિચેના મુદ્દાઓ ઉપર પણ હતું :—

(૧) શહેરમાંથી લુંટફાટ થતી અટકાવવી.
(૨) મુસાફરોને રાહત આપવી.
(૩) ગરીબોની પરવરીશ કરવી.
(૪) જુલમી લોકોનો નાશ કરી મઝલુમોની દાદ સાંભળવી.

આ મુદ્દાઓનું કારણ એ હતું કે **અબ્દુલ-મુત્તલીબના** મરણ પછી શહેરી મંડળ "દારૂન-નદવા"ના આગેવાન થવા માટે તકરાર અને અદેખાઇ ચાલતી હોવાથી શહેરી વ્યવસ્થા જોઇએ તેવી પુરા પાયા ઉપર રહેતી ન હતી. તેથી ફરી મુસાફરો લુંટાવા લાગ્યા હતા. તેમજ શહેરમાં પણ દીવસના ભાગમાં માણસો ઉપર જુલમ થતો હતો. તેમાં ફકત તેઓજ સલામત રહ્યા હતા કે જેઓ માત્ર આગેવાન

કબીલાના આશરા હેઠળ રહેતા હતા. આ સભા ઉભી થયા પછી અરબસ્તાનમાં રફ્તે રફ્તે શાન્તિ ફેલાવા લાગી.

આ વખતે અરબસ્તાનની ઉત્તરે બીસનટાઈન અને સાસાનીઓ વચ્ચે લડાઇ ચાલતી હતી. તે વખતે બન્ને પક્ષમાંના લશ્કરમાંથી ભાગેલાઓ ઘણા ખરા હેજાઝમાં ઉતરી પડી અને વેપારી કાફલાઓને લુંટવા લાગ્યા. બીજી તરફથી તેઓ રણના બીદદુઓને લલચાવી અને તેઓને લાંચ આપી સાસાની શાહને તાબેના અરબ વેપારી કાફલાઓને અટકાવવા અને લુંટાવવા લાગ્યા. મક્કા શહેરનો આધાર વેપારી કાફલાઓ ઉપર હોવાથી તેનો બચાવ કરવા તેમજ સોના મહોરોની લાલચમાં સ્વદેશને વેચવા તઇયાર થનારાઓને સમજાંવવાને હ૦ મહમદે ફરજ સમજી ઉપલી સંસ્થા સ્થાપી.

આ વખતે ઓસમાન બીન હુવેરી નામના આગેવાન અરબ બીદદુએ હેજાઝના ભાગને બીઝનટાઇન શાહની આણ હેઠળ લાવવાની કોશીશ કરી, તેને રણના બીદદુઓ કે બેદુઇનોને લાલચમાં નાંખી અને મક્કાની આસપાસ બળવો ઉઠાવવાને તઇયાર કર્યા. આ વાતની જ્યારે હ૦ મહમદને ખબર પડી ત્યારે મક્કાના આગેવાનોને તે વાતથી ચેતાવ્યા. તેઓએ "હીલફ-ઉલ-ફોઝલા" ની આગેવાની હેઠળ એક લશ્કર તઇયાર કરાવ્યું અને ઓસમાન બીન હુવેરીને પકડાવવાની કોશીશ કરી. ઓસમાનને જ્યારે પોતાના પકડાવાની ખબર પડી ત્યારે તે હેજાઝમાંથી સીરીયા નાસી ગયો અને બીઝનટાઇન શાહને આશરે ગયો.

ઇ. સ. ૫૯૮માં મક્કામાં અબુતાલીબને ત્યાં એક શુભ પ્રસંગ આવ્યો. આ શુભ પ્રસંગમાં તેમને ત્યાં એક બાળકનો જન્મ થયો. તે બાળકનું નામ અબુતાલીબે "અલી" પાડ્યું.

---

# પ્રકરણ દસમું—સંસારીક પ્રવાહમાં.



હ૦ મહમદ (સ. અ.)એ ખદીજાની શાદી પછીના કેટલાક વરસો એકાંતવાસમાંજ ગુજાર્યાં. જ્યારે જરૂર પડતી ત્યારેજ તેઓ જાહેરમાં ભાગ લેતા. તેમજ શહેરી કારોબારના મામલાઓમાં ઘણે ભાગે દખલ આપતા નહિ. રસ્તે ચાલતા ક્વચીતજ આસપાસ નજર ફેંકતા; તો પણ ગમે તેવા ગરીબના સલામનો જવાબ દેવા વગર કદી ચુકતા નહિ. શાન્તિમય અને સુખી જીવન સાથે તેઓ આસપાસના વાતાવરણનો તેમજ બનતા બનાવો ઉપરનો ઉંડો અભ્યાસ કરતા હતા.

ઇ. સ. ૬૦૫માં એક મોટું તોફાન થયું. જેમાં પાણીના ભારે પુરને લીધે કાબાને ઘણું નુકશાન પહોંચ્યું; તેથી તે સમારવાની સુચના હ૦ મહમદે મક્કાનિવાસીઓને આપી. તેઓ સાહેબની સુચનાને માન આપી કાબાને ફરીથી બાંધવાનું કામ હાથમાં લેવામાં આવ્યું. કામ પુરૂં થતાં કાબાના પાક પત્થર (હજરરૂલ–અસવદ) ને ઉપાડી તેની જગ્યાએ રાખવા સંબંધી અરબ કબીલાઓ વચ્ચે તકરાર ઉભી થઇ. તેનું કારણ એજ કે જમાના અગાઉ કાબાના પાક પત્થરને અરબ લોકો ઘણીજ ધાર્મિક લાગણીથી જોતાં હોવાથી તેને ઉપાડવામાં દરેક કબીલો મોટું માન સમજતું હતું. એ માનનો લાભ કોણને મલે? એ સવાલ ઉત્પન્ન થતાં સર્વ કબીલાઓએ પોતાનો હક આગળ કર્યો. તકરાર વધી પડતાં દરેકની મ્યાનમાંથી તલવારો બાહેર નીકળી પડી. એક બીજાની સાથે લડવાને ઉભા

થઇ અને ખુનરેજી કરવાને તેઓ તઇયાર થયા. પરંતુ "કાબાની પવિત્ર હદમાં લડાઇ કે મારામારી થવી જોઇએ નહિ." એવી માન્યતા જમાનાઓ અગાઉની હોવાથી તેમાં બીજાઓ વચ્ચે પડયા. આ તકરારનો ફેંસલો કરવાનું કામ હ૦ મહમદ અલ–અમીનને સોંપવામાં આવ્યું. તેઓએ એક ચાદર મંગાવી અને પોતાના મુબારક હાથે તે પાક પત્થરને તેની વચ્ચે રાખ્યો. દરેક કબીલાના એક એક શેખ કે સરદારને તે ચાદર પકડવા કહ્યું. આ રીતે બધા કબીલાઓના સરદારોએ મળી તે પાક પત્થરને કાબા નજદીક લાવ્યા. છેવટે હ૦ મહમદે તે પાક પત્થરને ચાદરમાંથી ઉપાડી તેની જગ્યાએ ગોઠવ્યો. તેઓની આ ચતુરાઇભરેલી ગોઠવણથી સર્વે ખુશી થઇ ગયાં.

આ વખતમાં હ૦ મહમદના કાસીમ નામના બે વરસના ફરઝંદનું મરણ થયું. શહેરી મંડળ "દારૂન–નદવા"ના આગેવાન તરીકે તેઓના કાકાજી અબુતાલીબને કેટલીક જાતના ખર્ચો કરવા પડતા હોવાથી અબુતાલીબની નાણા સંબંધી સ્થિતી જેવીની તેવીજ રહી હતી, તેથી તેઓના ફરઝંદોને હ૦ મહમદે જુદે જુદે ઠેકાણે રાખી તેઓના ઉપરથી બોજો કમતી કર્યો. અબુતાલીબના પહેલા ફરઝંદ જાઅફરને તેઓના કાકાજી અબ્બાસને સોંપ્યા; બીજા ફરઝંદ અકીલને અબુતાલીબ પાસેજ રાખ્યા અને ત્રીજા તેમજ સૌથી નહાના ફરઝંદ અલીને પોતાની સાથે રાખ્યા.

થોડા વખત પછી મક્કાના અરબોમાં ઉલ્ટીની બીમારી ફાટી નીકળી અસંખ્ય લોકો તે બીમારીના પંજામાં ફસાઇ અને પોતાના જાનોને ખોવા લાગ્યા. આ વખતમાં હ૦ મહમદે પોતાના તન, મન અને ધનથી ખરે પગે ઉભા રહી લોકોની સારવાર કરવા બહાર

પડયા. તેઓ દરેક જાતિના અરબોને છુટ હાથે મદદ કરવા લાગ્યા. નિરાધારોના આધારરૂપ ખડા રહી જાતિ મદદ કરવા લાગ્યા. આથી હજારો નિરાધાર અરબોએ તેઓની તરફથી પુષ્કળ મદદ મેળવી પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યા.

તેઓનું હૃદય મનુષ્યત્વ પૂર્ણ હતું. મનુષ્યને પશુની માફક ગુલામ બનાવી વેચવું અથવા ખરીદવું પસંદ હતું નહિ. પોતાના દેશ નિવાસીઓને ગુલામો પ્રત્યેની નિર્દયતા જોઇ અને તેઓનું હૃદય ઘણુંજ દુઃખ પામતું. એક વખત ઝેદ બીન હારીસ નામના એક મીસરના રહેવાશી જવાનને ગુલામ તરીકે પકડી લાવી અને મક્કામાં લાવવામાં આવ્યો. તેને ખદીજાના ભત્રીજાએ ખરીદ કરી અને તેણીને ભેટ તરીકે આપ્યો. ખદીજાએ તે ગુલામને હ૦ મહમદ ને સોંપ્યો. તેઓએ તે ગુલામને તરતજ આઝાદ (છુટો) કરી દીધો. તેઓના આ કાર્ય અને વલણ ઉપર તે એટલો બધો મોહિત થયો કે તેને પોતાની આખી જીંદગી પર્યંત તેઓની સાથે સુખ દુઃખમાં ખરે પગે ઉભો રહી અને મદદગાર તરીકે કાર્ય કર્યું.

ગુલામને આઝાદ (છુટો) કરી અને તેનો દાખલો બેસાડી ગુલામોને આઝાદ કરવાનું પહેલું પગથીયું તેઓએ ભર્યું. તેના પરીણામે અવાર નવાર મક્કામાં ગુલામોને આઝાદ કરી મુકવાનો રીવાજ જોસભેર ચાલુ થયો.

હ૦ મહમદની વલણ નહાનપણથીજ ખુદાની એકયતા શોધવા તરફ વિશેષ હતી. તેથી તેમનું મન પાછું ખુદાની બંદગી તરફ અને એકાંત વાસના વિચારો તરફ ખેંચાવા લાગ્યું. આસપાસ થતી

મુર્તિ પુજા જોઇને તેઓને ઘણી વખત કંટાળો ઉપજતો. તેથી મક્કાની પાડોશમાં આવેલા હિરા પહાડની એક ગુફામાં દરરોજ જઈ અને આખો દીવસ ખુદાની માએફત અને બંદગી કરવામાં ગુજારવા લાગ્યા અને ખરા ધર્મનું મનન કરવા લાગ્યા. સાંજરે પાછા ઘર ભણી ફરતા. તેઓ હમેશાં ઉંડા વિચારોમાં એટલા બધા તલ્લીન થઇ જતા અને અસ્થિર થઇ જતા કે જોનારને મુર્છાગત થઇ ગયા હોય તેવો ભાસ થતો હતો.

જે કાબામાં નહાનપણમાં રમતા અને આજ સુધી ત્યા વારંવાર આવજા કરતા હતા તેનું; પોતાના જાત ભાઇઓનું અને અરબ જાતીના વિચીત્ર રીતરીવાજોનું મનન કરવા લાગ્યા. લોકોના અધમ જીવનને જોઇ, તેઓના પાક હૃદયમાં કેટલીક વખત ત્રાસ ઉત્પન્ન થતો. વખતો વખત તેઓના મનમાં તરંગો ઉછળતા કે: "શું આ પત્થરની મુર્તિઓ બધી ખુદા છે? શું આ દ્રષ્ટિએ પડતી સૃષ્ટિ તેમજ તે માંહેલી દરેક વસ્તુઓ અને અસંખ્ય જાતિના મનુષ્યોને આ પ્રાણ વગરના દેવતાઓએ બનાવ્યા હશે? નહિ, નહિજ. જેઓને પોતાનું રક્ષણ કરવા જેટલી પણ શક્તિ નથી તો શું તેઓ આ સર્વ જગતની વસ્તુઓ બનાવતા? ખરેખર! આ જગતની પાછળ એક મહાન શકિતનો હાથ હસ્તી ભોગવી રહ્યો છે. અને તેજ શકિતની બંદગી કરવી માણસ માત્રનો ધર્મ છે. એ શકિત કેવી હશે? અને એ શકિત શી રીતે મળે?" આ પ્રશ્નો ઉપર તિવ્ર વિચારથી મનન કરતા હતા. છેવટે તેઓએ જાણ્યું કે "અરબોની અધમ સ્થિતિનું મુળ કારણ એજ છે કે તેઓએ નીતિનો માર્ગ મુકી દઇ અને અનીતિથી પત્થરના દેવતાઓને ખુદા સમજી પુજવા લાગ્યા."

આવી રીતે તેમની જીંદગીના પહેલા ૪૦ વરસ અભ્યાસ, ચિંતન અને મનન કરવામાં; જન સમાજની સ્થિતિ નીહાળવામાં અને ખુદાવંદ તઆલાની પ્રાર્થના કરવામાં પસાર થયા. તે ચાલીસ વરસના અનુભવ દરમીયાન તેઓએ જાણ્યું કે; "અરબ પ્રજાના પરસ્પરના ઝઘડા અને ખુનરેજીના લીધે તેઓની વસ્તી કમતી થતી હતી અને તેઓમાં ધર્મ ઝનુન વધતું જતું હતું; નજીવા ફીસાદના ઝેરથી કબીલાઓ જુદા થઇ અને પોતાના બળ અને સમાજીક સ્થિતિને નબળી પાડતાં હતાં અને તેઓની નબળાઇનો લાભ લઇ પરદેશી કાવત્રાંઓ ફાવી જતાં હતાં. વળી અરબ પ્રજા અર્ધ જંગલી હાલતમાં અને નિર્લજ વહેમોમાં ફસાઇ પડયાં હતાં. અરબસ્તાનના રાજકીય બંદોબસ્તની ગેરહાજરીના લીધે ઠેકઠેકાણે લુંટફાટ અને ખુના મરકીની હવા ફાટી નીકળી હતી."

સીરીયાની સફર દરમીયાન તેઓને જોવામાં આવ્યું કે એક બીજાના ધર્મોને હલકા શબ્દોથી બોલાવવામાં ધાર્મિકપણું સમજવામાં આવતું. એક ધર્મના અનુયાયીઓ બીજાના ધર્મને ધિક્કારી લાનત-મલામત કરતા હતા. નામનાજ જ્ઞાનીઓ ધર્મગુરૂની પદવી ઉપર ચઢી બેસી અને પુજાવા લાગ્યા હતા. તેઓનો ધર્મ બોધ લોકોને અજ્ઞાનતાના સમુદ્રમાં ડુબાડી અને પોતાની સત્તા જમાવવાની જણાતી હતી. બીજા ધર્મવાળાઓને ધિક્કારતાં શીખવી અને ધર્મના નામે ફીસાદ કરવાનો હતો અને પોતે એશઆરામ કરી જવાનો જણાયો હતો. તેઓને યહુદીઓની ધાર્મિક હાલત ખ્રીસ્તીઓ કરતાં વધુ ઉતરતી માલુમ પડી.

લોકોની આવી સ્થિતિનો પુરતો અભ્યાસ કરતાં, તેના ઉપર વિચાર કરતાં અને વખતો વખત ખુદાની બંદગી કરવા સાથ તેની એકયતાની શોધ તરફ પોતાના હૃદયને ખેંચી હ૦ મહમદ (સ. અ.) ની જીંદગીના ૪૦ વરસો ખતમ થયાં.



## પ્રકરણ અગીયારમું—નબુવતની બક્ષેસ.



હ૦ મહમદને ગાઢ વિચાર પછી માલુમ પડયું કે ઘણુાજ ભારે નૈતિક પરીવર્તન વિના અરબોના કલ્યાણની કોઇ આશા નથી. જે કોમ અજ્ઞાનતા અને અસભ્યતાના અંધકારમાં ફસાઇ પડી અને પોતાનાજ કલ્યાણનો માર્ગ ભુલી ગઇ હોય, તેને મહાન પરીવર્તન સીવાય કદી સુધારી કે સુમાર્ગે લાવી શકાતી નથી. આથી તેમના હૃદયમાં રાત દીવસ એજ ચિંતાના વિચારોએ જડ ઘાલી કે; "શું કરવાથી તે નૈતિક વ્યાધી દુર થઇ શકે? કયો ઉપાય કરવાથી સ્વજાતિના દુઃખના મુળનો નાશ થાય?"

હિરા પર્વતની શાન્તિમય ગુફામાં બંદગી, ઉપવાસ અને કઠણ પરીવર્તન સાથ તેઓ ઉંડા તર્કવિતર્કોમાં ગુંથાઈ જતા હતા. આ વિચારોના મનનનું મુખ્ય બિન્દુ ફક્ત જીવન, મરણ અને મોક્ષ (મુક્તિ)ની શોધ ઉપર રચાએલું હતું. આ પ્રમાણેના વિચારોમાં

તેઓ ઘણી વખત બહુજ તલ્લીન થઇ જતા હતા. હ૦ **મહમદની** આવી અદ્રષ્ય ભિતર ચિંતાથી લોકો તેમને "ગાંડા" કહેતા હતા; પરંતુ તેમના ઊંચ વિચારોની ઉત્તમ લાગણીમય ચિંતાથી તે લોકો જાણીતાં કયાંથી હોય?

જે મનુષ્ય રાત અને દીવસ તે મહાન કૃપાળુ કીરતારની શોધ માટે વ્યાકુળ રહે તેમને તે **પાક કીરતાર** કેમ કરીને વિસરે? જેની શોધ માટે પોતાના તન અને મન સુદ્ધાંનું બળીદાન આપી અને એકાંત વાસમાંજ પોતાનું જીવન ગુજારવાની હિમ્મત કરે તો તેના અંતઃકરણમાં તે કેમ પ્રવેશ્યા વિના રહે? હ૦ **મહમદે** પાંચ વરસ (ઇ. સ. ૬૦૫થી ઇ. સ. ૬૧૦)સુધી અથાગ પરિશ્રમ ઉઠાવી અને એકાંતવાસ ગૃહણ કરી અને હિરા પહાડની ગુફ્ફામાં કઠણ પરીવર્તન સાથે તમામ કાઢયાં.

**સી**કન્દરના વરસ ૯૪૮ના મુતાબીક ઇ. સ. ૬૧૦માં હિરા પહાડની ગુફ્ફામાં રજબ માસની ૨૭મી તારીખને સોમવારની રળીયામણી સવારે તેઓને વહેયથી નબુવતની બક્ષેસ ખુદાવંદ તઆલાએ આપી અને લોકોને તે (ખુદા)નો પેગામ પહોંચાડવાની આજ્ઞા થઇ. આએ તેજ સોનેરી વખત હતો કે જેના માટે હ૦ **મહમદે** અથાગ પરિશ્રમ ઉઠાવ્યો હતો. ત્યાર પછી રમઝાનનો પવિત્ર માસ બેઠો ત્યારે તેજ ગુફ્ફાની એકાંતમાં તેઓ ખુદાવંદની બંદગી કરવા લાગ્યા. તે મહિનાના છેલ્લા દશકાની એક રાત્રે પોતાનો આભો ઓઢી સુતા હતા એવામાં કોઇ તેમને બોલાવતું હોય એવો ભાસ થયો. તેઓએ ઉઠી અને જોયું તો એક નુરાની શખ્સને પોતાની સામે ઉભેલા જોયા. હ૦ **મહમદે** તેમને જોઇ પુછ્યું; "ખુદાવંત તારી ઉપર રહેમત કરે કે તું કોણ છે?"

સામે ઉભેલા નુરાની શખ્સે કહ્યું કે; "હું ખુદાનો ફિરસ્તો છું."

તે પછી પોતાના હાથમાં જે રૂમાલ હતો તેના ઉપર જે લખેલું હતું, તે વાંચવા હ૦ મહમદને કહ્યું. પરંતુ તેમને વાંચતાં ન આવડતું હોવાથી તેઓએ તેને કહ્યું કે; "હું વાંચતા જાણતો નથી"

તે નુરાની શખ્સે તેમને પોતાની બાથમાં દબાવ્યા અને ફરીથી કહ્યું કે; "વાંચો."

હ૦ મહમદે જવાબ આપ્યો કે; "હું હજુ વાંચતા જાણતો નથી."

ત્રીજી વખત તે નુરાની શખસે મોટે સાદે હ૦ મહમદને વાંચી સંભળાવ્યું અને હ૦ મહમદ તે પ્રમાણે વાંચતા ગયા, "એ મહમદ તમે તમારા 'રબ'ના નામને પઢો કે જેને તમારા નુરને પેદા કર્યું અને જેને ઇનસાન માત્રને ઠરેલા લોહીમાંથી બનાવ્યાં. તમારા 'રબ'ને ઓળખાવો કે જે ઘણાં બરકતવંતા છે અને જેને કલમની મદદથી લખવાનો હુન્નર શીખવ્યો અને જે પોતાની અદભુત કુદરતની કળા શીખવી રહ્યો છે અને જેનું ઇનસાનને ભાન ન હતું એવી વિદ્યાઓથી તેના અદભુત ભેદો ઇનસાનને શીખવ્યા."

આ પ્રમાણે પહેલા નુરાની શખસે કહ્યું કે તરતજ હ૦ મહમદની બુદ્ધિમાં નવો પ્રકાશ પડયો અને તેમને વિચારશીલ હ્રદયે ઉપજ્યા શબ્દો વાંચ્યા જ્યારે તેઓએ તે વાંચી લીધું ત્યારે નુરાની શખસે કહ્યું; "હે! મહમદ!! ખરેખર તમો ખુદાના પેગમ્બર છો અને હું તેનો ફિરસ્તો જીબ્રાઇલ છું." આટલું કહી તે અદ્રશ્ય થઇ ગયા. આ રાત્રીને તે પછી "લઇલ-તુલ-કદર"ના નામથી ઓળખવા લાગ્યા.

હિરાની ગુફામાં ખુદાવંદે હ૦ મહમદને "રબ"ની ઇબાદત કરવાનો હુકમ આપ્યો અને તે સાથ સમજાવ્યું કે; "જો કે ઇનસાનને ઠરેલા લોહીમાંથી પેદા કર્યા છે; પરંતુ ખુદાએ પોતાના કુદરતનું જ્ઞાન આપવા તેઓને સમજ શકિત આપી છે કે; જેથી પોતાની અક્કલમંદી વાપરી ઘણા ઊંચા પગથ્યે પહોંચી શકે. એ મહાન "રબે" પોતાના છુપા ભેદોને કલમથી લખવાના હુન્નર વડે ઇનસાન માત્રને શીખવ્યાં અને હજુ પણ એવું શીખવશે કે જેનું જ્ઞાન ઈનસાન માત્રને નથી. માટે હે! મહમદ!! તું તારા "રબ"ની બુઝરગીને જાહેર કર, તારા "રબ"ની વહાદાનીયતનો પાઠ શીખવ અને જે લોકો મુર્તિ કે જડ પુજા તરફ વળેલા છે તેઓને રસ્તે લગાડ."

ખુદા તઆલાનો આ અદ્દભુત હુકમ હ૦ મહમદના જીગરમાં કોતરાઇ ગયો. પરંતુ જે અનુભવ તેઓને રાત્રે થયો તે સત્ય હતો કે ભ્રમ માત્ર? એવા વિચારમાં અને વિચારમાં તેઓ સવારે ઘેર આવ્યા. "હું શું કરૂં? હું કોણ છું? હું શું કરવાનો છું?" કહી મુર્છિત થઇ ગયા. પરંતુ નિમક હલાલ પત્નિએ તેઓને શુદ્ધિમાં લાવી નમૃતાથી પણ દ્રઢતાથી ઉત્તર આપ્યો; "તમે ખુદાવંદ પ્રત્યે સત્ય અને નિમક હલાલ છો. તમે કદી વચનનો ભંગ કર્યો નથી, મનુષ્યો તમારૂં ચારિત્ર જાણે છે. નિમકહલાલ મનુષ્યોને ખુદા કદી છેતરતો નથી. તમને જે અવાજે કહ્યું તે પ્રમાણે કરો, તેમની આજ્ઞા ઉઠાવો." હ૦ મહમદ પેગમ્બર સાહેબ (સ. અ.)ને જે પેગામ મળ્યો હતો તેની મહત્તાથી તેમનું હ્રદય ગભરાઇ ગયું હતું. પણ મનુષ્ય જાતિ રૂપી તેમનાં પત્નિ અને હ૦ અલીએ તેમના પહેલા શીષ્યો થઇ જે શબ્દો કહ્યા તેથી તેમને ઉત્સાહ આવ્યો. વિશ્વાસ અને સંદેહના ઝુલામાં ઝુલતા હ૦ મહમદે હ૦ અલી તથા ખદીજાને રાત્રીની ઘટના કહી સંભળાવી. એ

બીના સાંભળી હ૦ અલી તથા ખદીજાએ એ ઘટના ખરી માની તેઓને રસુલ તરીકે માન્ય રાખ્યા. પતિની વાત સાંભળી પતિ પરાયણ પત્નિએ કહ્યું કે; "આજે તમે અતી આનંદના સમાચાર અમોને સુણાવ્યા. જેના હાથમાં ખદીજાનું જીવન છે તેના કસમ લઇ કહુંછું કે નક્કી તમોને સત્ય ધર્મનો ઉપદેશ કરવા માટે ખુદાવંદે આજ્ઞા આપી અને તેના ઉપદેશક (રસુલ કે નબી) બનાવ્યા છે."

હ૦ મહમદે કહ્યું; "ખરેખર! આ બનાવ બનવાથી હું ધારૂંછું કે હું વધુ વખત જીવીશ નહિ."

આવી રીતે હ૦ મહમદને ઉદાસીનતામાં ઉતરી પડેલા જોઇ ખદીજાએ દીલાસો આપી કહ્યું; "ખુશી થાઓ કે ખુદાવંદ તમોને કદી હલાક કે હેરાનગતિમાં ઉતારી પાડશે નહિ કારણ કે તમો આત્મીય જનોના હૃદયમાં આનંદ વરસાવો છો, પાડોશીઓના દુઃખ દરીદ્રતાને દુર કરોછો, ગરીબોના આશ્રયદાતા છો, પ્રતિજ્ઞાપાલક છો અને સત્યના સાહયક વક્તા છો."

હવે હ૦ મહમદ પેગમ્બર એકલા નહિ હતા. હવે તો તેઓ ખુદાના રસુલ હતા. તેઓ મનુષ્ય થયા હતા કે જેઓથી અંધાધુંધીવાળા અરબસ્તાનને વ્યવસ્થિત બનાવીને એક મહાન શક્તિરૂપ બનનાર હતી. તે પછી ખદીજાએ પોતાના પીત્રાઇ ભાઇ વરકાહ બીન નોફેલ પાસે જઇ આ બનાવની વાત કહી જેમ ખદીજા ઘણા શીખેલા અને વિદ્વાન હતા તેમ આ વરકાહ બીન નોફેલ પણ એક વિદ્વાન હતા. તેમણે તોરાત અને ઇનજીલનો ઘણો ઉંડાણથી અભ્યાસ કીધો હતો. તેમજ તોરાત અને ઇનજીલને હિબ્રૂ ભાષામાંથી

અરબી ભાષામાં તરજુમો કર્યો હતો. જ્યારે ખદીજાના મોઢેથી ઉપલી બાબત સાંભળી ત્યારે તરતજ વરકાહે જવાબ આપ્યો કે: "ખચીત એજ નમુસુલ અકબર છે કે જેની મુસા (અ. સ.) ખબર આપતા હતા. ખચીત મહમદ ખુદાના રસુલ અને નબી છે."

વિવિધ વિદ્યા સાથે ધાર્મિક જ્ઞાન શીખવવાને સેમ્યુઅલ (અ. સ.)એ રમાહ ગામમાં શાળા સ્થાપી હતી. તે પછી પેલેસ્તાઇનના ઘણા શહેરોમાં તેવી શાળાઓ ખોલવામાં આવી હતી. સામેરીની આવી શાળાના વડા ગુરૂ હ૦ ઇલીયાસ (અ. સ.) હતા. ઇનજીલ (Bible) ઉપરથી જણાય છે કે આવી શાળામાં ધાર્મિક રહસ્યનો અભ્યાસ કરનારાઓને નબી કહેવામાં આવતા હતા. "નબી" શબ્દ કનયાન લોકોના "નબીઇમ" ઉપરથી ઉત્પન્ન થએલો જણાય છે. તેમાં કેટલાક બેબીલોનીઅન નબીઇમ તરીકે જાહેર થએલા છે.

વરકાહ હ૦ મહમદ પાસે તરતજ આવ્યા અને કહ્યું કે; "હું પેદાના કરનારની કસમ ખાઇને જાહેર કરૂં છું કે ખુદા તઆલાએ તમોને નબુવતની બક્ષેસ કરી છે. તમો લોકોને રીસાલત પહોંચાડો. ખચ્ચીત તેઓ તમને જુઠું બોલનારા ગણશે, તમોને દુ:ખ આપી સતાવશે, દેશનિકાલ કરશે, પરંતુ અરે! રે!! હું વૃદ્ધ તેટલો વખત ક્યાંથી જીવું? કે મને પણ તમારા બચાવમાં લડવાનું સવાબ મળે?" વરકાહ બીન નોફેલના આ શબ્દોથી તેમને જે શંકા હતી તે દુર થઇ ગઇ.

હ૦ મહમદ, હ૦ અલી અને ખદીજા મક્કા શહેરની નજદીક હિરા પહાડની ગુફ્ફામાં હમેશાં ચાલી નીકળતાં. ત્યાં આ ત્રણ આત્માઓ

મલી વિશ્વપતિ અને પરમ પિતાની બંદગી કરતાં. એક દીવસ અબુતાલીએ આ ત્રણ આત્માઓને કંઇ ધ્યાનમાં તલ્લીન થએલા જોયા. તેઓને જોઇ અબુતાલીબ આશ્ચર્ય ચકિત થઇ પુછ્યું; "મહમદ, તું જે આ ધાર્મિક ક્રીયા કરે છે, તેનો શો અર્થ છે?"

હ૦ મહુમદે સત્ય હૃદયથી જવાબ આપ્યો કે, "સ્વર્ગના ફિરસ્તાઓ અને આપણા પુજ્ય દાદા ઇબ્રાહીમ જે ધર્મનું પાલન કરતા હતા. તેના સત્ય ધર્મનું હું અનુકરણ કરૂં છું. ખુદાવંદે મને હુકમ કર્યો છે કે મનુષ્યને સત્ય ધર્મનો માર્ગ બતાવવો. તમો મારા પિતા તુલ્ય છો અને તમો પુજ્ય તથા સર્વથી શ્રેષ્ટ છો તેથી હું તમોને પણ પ્રાર્થના કરૂં છું કે તમો પણ એ ધર્મનું પાલન કરો અને સત્ય ધર્મના પ્રચારક બનો"

હ૦ મહુમદે એવા વિશ્વાસ-પુર્ણ ઢબથી તે શબ્દો ઉચાર્યા કે તે સાંભળી અબુતાલીએ કહ્યું કે; "હું પણ તેનું નામ લઇ કહું છું કે જ્યાં સુધી હું આ સંસારમાં જીવતો છું ત્યાં સુધી તમારૂં કોઈ અનિષ્ઠ કરશે નહિ." તે પછી તેઓએ તેમના પુત્ર હ૦ અલી તરફ દ્રષ્ટિ ફેરવી પુછ્યું; "બેટા, તું કયા ધર્મનું પાલન કરી રહ્યો છે?"

હ૦ અલી બાળક હતા છતાં પણ હૃદયની સચ્ચાઇ અને શ્રદ્ધાની પ્રબળતામાં કહ્યું; "હું ફકત એક ખુદાની શ્રદ્ધા રાખી સત્ય ધર્મના પ્રચારક મહમદનો અનુયાયી થયો છું."

અબુતાલીબને પુર્ણ વિશ્વાસ હતો કે હ૦ મહમદ કદી પણ કોઇને કુમાર્ગે નહિજ લઈ જાય. તેઓએ હ૦ અલીને કહ્યું; "જાઓ, મહમદનું અનુકરણ કરો. એજ તને અને અન્યને સુમાર્ગે લઇ જશે."



# પ્રકરણ બારમું—ઉપદેશ.



હ૦ મહમદે ખુદાના હુકમ અનુસાર તેની એકયતાનો પાઠ શીખવવાને કમર કસી. એકજ માત્ર, અજન્મા, નિર્વિકાર અને સૃષ્ટીકર્ત્તાના પવિત્ર નામનો બોધ કરવાને અને જડ કે મુર્તિપુજાનો મોહપાસ ભાંગી નાંખવાને એક મહાન કાર્યનો આરંભ કર્યો. પોતે નવ જીવન પ્રાપ્ત કરી અને સ્વદેશ નિવાસીઓમાં નવ જીવન ફેલાવવાનો પ્રયોગ આગળ ધર્યો. અથાગ પરિશ્રમમાં જીવન ગુજારવા પછી જન્મભુમિના સુધારા માટેનો માર્ગ મેળવા સર્વને એ રસ્તા તરફ લાવવા હિમ્મતથી આગળ પડયા. ચાલીસ વરસના અનંત વિચારોની માળામાં ગુંથાયા પછી હ૦ મહમદ એ વખતને પણ જોવા ભાગ્યશાળી થયા કે દેશમાં સુધારાનો પ્રચાર કરવાને પોતાના "રબ" તરફથી આજ્ઞા મેળવી. આ બક્ષેસ ફકત અરબો કે ઈસરાઇલીઓ માટે ન હતી પરંતુ અખિલ વિશ્વ માટેજ હતી. અરબ લોકોના ઘાતકી રીવાજોને સુધારવાનો તેઓએ બનતો પ્રયત્ન કર્યો. તેઓએ લોકોને ઉપદેશ કર્યો કે; "માંહે માંહે લડવું અને મુર્તિપુજા કરવી એ ખોટું છે. ઇશ્વર એકજ છે તથા તેનીજ પ્રાર્થના કરવી દરેક મનુષ્ય માત્રનો ધર્મ છે." પરંતુ અરબસ્તાન વાસીઓએ તેમનું કહેવું કાને ધર્યું નહિ કારણ કે પોતાના જુના રીવાજો છોડવાની તેઓની મરજી ન હતી.

પહેલા ત્રણ વર્ષો સુધી તો હ૦ મહમદે ખાનગી રીતે લોકોને ખરા ધર્મનો ઉપદેશ કર્યો. હ૦ મહમદના સત્ય ધર્મનો સૌથી પહેલાં

હ૦ અલી અને ખદીજાએ સ્વિકાર કર્યો. ત્યાર પછી ત્રણ વરસ અંદર તેમનો ઉપદેશ બહુ ફેલાયો નહિ. પરંતુ ધીમે ધીમે તેઓના સાથીઓની સંખ્યા વધવા લાગી.

હ૦ અલી અને ખદીજાના ઇસલામ સ્વીકારવા પછી ઝેદ બીન હારીસે ઇસલામનો સ્વીકાર કર્યો. થોડા વખત પછી અબ્દુ-લાહ બીન અબુ કોહાફે તેમનો સાથ આપ્યો. આ અબ્દુલાહ બીન અબુ કોહાફ તોએમ કુટુંબના એક તવંગર વેપારી હતા. તેણે પહેલાં અબ્દુલ-કાબાના નામે ઓળખતાં ત્યાર પછી જ્યારે તેણે ઇસલામ ધર્મનો સ્વીકાર કર્યો ત્યારે તેનું નામ અબ્દુલ્લાહ યાને "ખુદાનો સેવક" પાડયું. આ અબ્દુલ્લાહ તે પાછળથી હો. અબુ બકરના નામે મશહુર થયા. ત્યાર પછી હ૦ મહમદના ભાણેજ સૈયદ, ખદીજાના ભત્રિજાઓ, જોયાર, ઓસમાન, અબ્દુલ-રહેમાન, ખાલીદ અને તલહાએ પણ ઇસલામ ધર્મનો સ્વીકાર કર્યો. ત્યાર પછી ઓબેદા બીન હારીસ, અબુસલમા, ઓબેદા બીન જોહરા અને ઓસમાન નવા ધર્મમાં જોડાયા. હ૦ મહમદના સર્વ અનુ-યાયીઓ એટલા બધા સાદા અને ધર્મ પ્રેમી હતા કે તન, મન અને ધનથી સર્વે ઇસલામનું પાલન કરતા હતા.

એક દીવસ પોતાના અનુયાયીઓ સાથે તેઓ પર્વતની કંદ-હારોમાં પ્રાર્થના કરી રહ્યા હતા એટલામાં મક્કાના કોઇ બદમાશોએ તેઓ ઉપર હુમલો કર્યો. પરંતુ બદમાશોની હાર થતાં નાસી છુટયાં.

ત્રણ વરસની અથાગ મહેનત પછી માત્ર ૩૦ માણસોએ નવી સાહેબની રીસાલતને કબુલ કરી હતી. તેમાં પણ તેઓના

કુટુંબીઓના માણસો કરતાં બાહેરના વધારે હતા. એક દીવસ અબુતાલીબના ખાનદાનમાંથી તેમજ કુરેશોમાંથી ૪૦ સાહેબોને નબી સાહેબે જમવા બોલાવ્યા અને આવેલાઓને સમજાવટથી નસીહત કરી કે; "મારા વહાલા કુટુંબીઓ અને મીત્રો! હું તમોને એક એવી અમુલ્ય ભેટ આપવા માંગું છું કે જે દુન્યાની બીજી બધી મિલકતો કરતાં વધારે કીમતી છે, જેમાં આ દુન્યાનો તેમજ આખેરતનો શણગાર છે. ખુદાવંદ કરીમ કે જે આ જગતમાં નજર પડતી દરેક વસ્તુઓનો પેદાનો કરનાર છે, આસમાન અને જમીનના દરેક મુળતત્વો તેની શકિતના નમુના છે, જેને થાક નથી, ઉંઘ નથી, જેનો કોઇ સાથી નથી, જેની કોઇ જોડી નથી, જેની શરૂઆત નથી તેમજ અંત નથી, જેને સમજી શકવાને ઇનસાન આજીઝ છે. જે આદમ, નુહ, ઇબ્રાહીમ, મુસા અને ઇંસાનો અલ્લાહ છે, તેણે મને હુકમ કર્યો છે કે હું તમોને તેની તરફ બોલાવું, તેની શકિતઓનું શીક્ષણ આપું અને તેની કુદરતોના અસીમ ભેદોનું જ્ઞાન આપું. તેના ઇરાદાને જાહેર કરૂં અને તેની વિદ્યાઓનો ફેલાવો કરૂં. તમારામાંથી કોણ મને મારો બોજો ઊંચકવામાં મદદ કરવા આવે છે? કોણ મારો સાથી બને છે? કોણ મારી જેહમત અને દુઃખનો ભાગીદાર બને છે?"

આ સમજાવટથી કોઇએ જવાબ આપ્યો નહિ. કોઇ શકની નજરે જોવા લાગ્યું: તો કોઇ ધર્મ જનુનમાં ઉશકેરાઇ ગયું. કોઇની શકિત આ પેગામોનો ભાવાર્થ સમજી શકી નહિ, તો કોઇએ શરૂઆતની મુશકેલીઓનો વિચાર કર્યો. કોઇએ પોતાની મહોટાઇ કોરે મુકી તેમને તાબે થઇ રહેવાનું પસંદ કર્યું નહિ, તો કોઇને દુઃખ સહેવાનું ગમ્યું નહિ. સર્વત્ર શાન્તિ ફેલાઇ ગઇ. દરેક એક બીજાની

સામું જોવા લાગ્યા અંતે હ૦ અલી ઇબ્ને અબુતાલીબ (સ. અ.) કે; જેઓની ઉમર માત્ર ચૌદ વરસની હતી, તેઓએ જવાબ આપ્યો કે; "એ! મહમદ!! હું તમને ખુદાના રસુલ તરીકે માન્ય કરૂં છું અને તમારી જેહમત અને દુઃખનો ભાગીદાર થવાની કબુલાત આપું છું. તમારો સાથી થઇ અને તમારી આફતોને મારા આંગ ઉપર ઝીલતો રહીશ."

ઉપરનો ઉપદેશ કર્યા પછી મક્કા નિવાસીઓના બે ભાગ પડી ગયા હતા. હવે હ૦ મહમદે નિશ્ચય કર્યો કે ખુલ્લી રીતે ખુદાની એકયતાનો અને તેના સત્ય ધર્મનો ઉપદેશ કરવો. એક વખત હ૦ મહમદે બન્ને પક્ષના માણસોને હિરા પહાડ ઉપર નિમંત્રણ કર્યું, બન્ને પક્ષના માણસો ત્યાં ભેગા થયા. ત્યાર પછી હ૦ મહમદ હિરા પહાડ ઉપર ચઢી અને લોકોને ઉપદેશી કહ્યું; "હે! કુરેશ ભાઇઓ! મારી વાત સાંભળો, હું તમને પુછુછું કે જો હું તમને કહું કે આ પહાડની પેલી બાજુએ ફોજ ઉભી છે તો શું તમો વિશ્વાસ કરશો?"

સર્વેએ એકકી અવાજે કહ્યું; "હા, તમારી વાતનો અમે વિશ્વાસ કરીશું. અમો જાણીએ છીએ કે તમો કદી જુઠું કહેશોજ નહિ."

હ૦ મહમદે કહ્યું; "હું તમોને સુંદર શિખામણ આપુંછું. જો તમો મારી વાતને માન્ય કરશો તો દુઃખમાંથી બચશો. હે! કુરેશો!! ખુદાવંદે મને હુકમ આપ્યો છે કે તમોને સુમાર્ગ બતાવવો. એ માર્ગથી તમોને આ દુન્યામાં સુખ શાન્તિ અને આખેરતમાં મુક્તિ (નજાતિ) મળશે! ખુદા એક સીવાય બીજો નથી, એ સિદ્ધાંતને જો તમો નહિ સ્વીકારશો તો કદી સુખી થશો નહિ."

આ વખતે અબુ-લહબ ધર્મ જનુનના પુર્ણ ગુસ્સાથી ઉશ્કે-રાઇ કહ્યું કે; "પાખંડી! તને ખબર છે કે તારી જીવન દોરી પુર્ણ થવા આવી છે? શું આ વાત સંભળાવવા માટે તેં અમોને અહિં બોલાવ્યા છે?" એમ કહી હ૦ મહમદની તરફ પત્થર ફેંક્યો. પરંતુ હ૦ મહમદને વાગ્યો નહિ. સર્વે જણા વિખરાઈ ગયા અને કોરેશ લોકો પોતપોતાને ઘેર ગયા. તેમનો ઉપદેશ કોઇએ સાંભળ્યો નહિ.

એક વખત હ૦ મહમદે ઉપદેશ કરતાં કહ્યું કે; "રસ્તો ભુલી જનારને માર્ગ બતાવવો તે પણ પરોપકાર છે; અંધ મનુષ્યને સહાય કરવી તે પણ પરોપકાર છે; દુઃખીના દુઃખને દુર કરી અને તેના હૃદયને આનંદ આપવો એજ એનો બદલો છે, આપણા દુઃખ વખતે બીજાને સુખી કરવાનું સ્મરણ પણ આપણને આનંદ આપે છે. મનુષ્યમાં ઉત્તમ મનુષ્ય તેજ કહેવાય છે કે જે મનુષ્ય જાતિનું કલ્યાણ કરે છે. જ્યારે બોલો ત્યારે સત્ય બોલો, વચન આપો તેનો ભંગ કરતા નહિ, તમારી ફરજ બરાબર બજાવજો; હૃદયમાં અશુદ્ધ વાસના રાખતા નહિ, તમારા હાથનો ઉપયોગ કોઇને મારવામાં કરતા નહિ, તેમજ બીજાનું છીનવી લેવાનું પણ કરતા નહિ. જેઓ પ્રમાણીકપણે રોજી પેદા કરે છે, તેઓ ખુદાવંદ તઆલાને પ્યારા છે. ભિક્ષાવૃતિથી લેવું એ ખુદા તઆલાને પ્રિય નથી. વિગેરે."

એક વખત હ૦ મહમદ એક ઠેકાણે બેઠેલા હતા તેવામાં ત્યાંથી યહુદીનુ એક મુડદું પસાર થયું. તેને જોઈ અને હ૦ મહમદ તરતજ ઉભા થઈ ગયા. આ જોઇ તેઓને કહેવામાં આવ્યું કે, "આ મુડદું તો યહુદીનું છે." પરંતુ દાનેશમંદ હ૦ મહમદે ઉત્તર આપ્યો કે;

"શું યહુદીના શરીરમાં આત્મા નથી? શું તેનું શરીર બતાવતું નથી કે આપણા શરીરના પણ એક દીવસ એવા હાલ થવાના છે?"

હ૦ **મહમદ**ની પવિત્રતા, સત્ય નિષ્ઠા અને તેઓની ભિતર ઉદ્દેશથી જેઓ સારી રીતે ઓળખીતા હતા, જેઓએ બાળપણથી હ૦ **મહમદ**ને જોયા હતા અને રાત દીવસ તેઓની સાથે રહી વસ્યા હતા, તેઓએ સૌથી પહેલાં તેઓમાં શ્રદ્ધા રાખી અને તેમના ઉપદેશના અનુયાયી થયા. હ૦ **મહમદ**ના પ્રથમ શીષ્યો અને સંહાયક થયા તેઓ અંત સુધી રહ્યા. કોઈ પણ એક ક્ષણ માત્રને માટે તેઓનો વિશ્વાસઘાત કર્યો નહોતો. એવા સાચા સહાયકો, શૌર્યધારી અને અનંત ઉત્સાહ ધરાવનારના અખુટ પરિશ્રમથી અખીલ અરબ દેશમાં એકયતાની ગાંઠથી સર્વેને બાંધી મહાન સામરાજ્ય સ્થાપન કર્યું.

**આમીન! આમીન!! આમીન!!!**

## પ્રથમ ભાગ સમાપ્ત.



# પુરવણીઓ.

## પુરવણી "૧" હ૦ અબ્દુલ્લાહ અને અમીનાનો સંબંધ.




## પુરવણી "૨" હ૦ મહમદ (સ. અ.) અને ખદીજાનો સંબંધ.



## પુરવણી "ક".

### આ પુસ્તક સાથે સંબંધ ધરાવતા પુસ્તકોની યાદી.

૧ સીરતુન-નબી (સ. અ.) [ઉર્દુ] જીલ્દ પહેલી તથા બીજી, કર્ત્તા મો. શીબ્લી સાહેબ.
૨ રસુલે-અરબી. કર્ત્તા મુનશી મહમદ અબ્દુલ રઉફ 'હાતીફ"
૩ કસસુલ-અંબીયા કર્ત્તા ગુલામનબી ઇબ્ને ઇનાયતુલ્લાહ
૪ પેગમ્બરોંકે હાલાત કર્ત્તા મુનશી અબ્દુર રહેમાન શોક
૫ રવઝતુલ-અસફયા કર્ત્તા ........ (હીજરી ૧૩૪૦ આવૃતિ)
૬ મોસમે બહાર જીલ્દ પહેલી તથા બીજી કર્ત્તા શેખ મહમદઅલી સાહેબ
૭ નસીહતુ-દ-દીન કર્ત્તા ગુલામઅલી ક. ગોથરવી
૮ ઇસલામનો ઇતિહાસ કર્તા જાફરઅલી "અસીર"
૯ અહેવાલે અંબીયા (પુસ્તક પહેલું) કર્તા તૈયબઅલી અલીભાઇ અલ્વી
૧૦ પૃથ્વીનો સંક્ષેપ ઇતિહાસ (પુસ્તક બીજું) કર્તા ,, ,,
૧૧ મુહમ્મદ સાહેબનું ટુંક જીવન ચરિત્ર કર્તા રેવરેંડ જી. પી. ટેલર
૧૨ મહમદ પેયગમ્બર કર્તા રામલાલ ચુનીલાલ મોદી
૧૩ હઝરત મોહમ્મદ પયગમ્બર (સ.) કર્તા નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ
૧૪ આપણા દેશનો ઇતિહાસ (દ્વિતીય પુસ્તક) કર્તા ,,
૧૫ હિંદી તવારીખ કર્તા નાજુકલાલ નંદલાલ ચોકસી
૧૬ હિન્દુસ્તાનનો મુસલમાની રાજ્યનો ઇતિહાસ
૧૭ મોહર-રમની-તવારીખ કર્તા કાઝી ઇસમાઇલ કાઝી મોહમ્મદ પોરબંદરી
૧૮ The Saying of Hazrat Muhammad By A. A. K. Muhammad
૧૯ The Faith of The Cresent By J. Takle
૨૦ A Short History of Mankind By H. G. Wells
૨૧ તજકે-રતુલ અંબીયા. કર્તા મીર સૈયદઅલી સૈયદ અમીરઅલી કાદ્રી
૨૨ મોલાના અલી (સ. અ )નું જીવન ચરિત્ર. કર્તા "ખાદીમ"
૨૩ ઇસલામની ચઢતી પડતી. કર્તા મો. હાલી.

## અગાઉથી ગ્રાહક થઇ આ પુસ્તકને આશરો આપનાર ગ્રહસ્થોના મુબારક નામો.

### કરાંચી.

| નામ. | નકલ. |
|---|---|
| એક ભાઇ તરફથી ગરીબોને વકફ | ૧૪ |
| ભાઇ ગુલામંઅલી ગુલામહુશેન ચાગલા | ૬ |
| શ્રીયુત જમશેદ એન. આર. મહેતા (કરાંચીના માયર) | ૫ |
| ભાઇ તૈયબઅલી અલીભાઇ અલવી | ૫ |
| ,, હાતીમભાઇ અલીભાઇ અલવી | ૫ |
| મી. આર. કે સીધવા | ૫ |
| શેઠ હાજી અબ્દુલ્લાહ હારૂન (M. L. A.) | ૫ |
| ભાઇ યુસુફઅલી અલીભાઇ કરીમજી | ૨ |
| શેઠ ઉસમાન સાલેમહમદ ઉમર ડોસલ | ૨ |
| ભાઇ સાદીકઅલી મુસાજી ટપાલ | ૨ |
| ,, ગુલામહુશેન અલીભાઈ અલવી | ૨ |
| ,, ઇસાજી અમીજી નાથાણી | ૨ |
| ,, ઇબ્રાહીમજી મુલ્લાં જીવણજી મુમ્બાસાવાલા | ૨ |
| ,, અબ્દુલકાદીર અલીભાઇ અલવી | ૨ |
| ,, અબ્દુલહુશેન કરીમજી મુસાજી શેખભોઇ | ૨ |
| ,, ગુલામહુશેન એમ. ઇસમાઇલજી | ૨ |
| ,, બાકરઅલી મહમદઅલી સેલમવાલા | ૨ |
| ,, ગુલામ અબ્બાસ બદરૂદદીન | ૨ |
| ,, નોમાનભાઇ યુસુફઅલી લોટીઆ | ૨ |

| | |
|---|---|
| ભાઇ ગુલામહુશેન એમ. સરાફ | ૨ |
| ,, પીરાઅલી યુસુફઅલી | ૨ |
| ,, પીરાહુશેન એમ. જાફરજી | ૨ |
| ,, મહમદઅલી આદમજી શેખ જીવણજી | ૧ |
| શેઠ મીર મહમદ બલુચ (M. L. C.) | ૧ |
| મી. એન. ડી. મલીક | ૧ |
| ભાઇ ગુલામ હુશેન મુસાજી કાંપવાલા | ૧ |
| વકીલ જમાલુદ્દીન બી. કાદરી | ૧ |
| મી. મંગલપ્રસાદ વિ. ત્રીભુવનદાસ (B. A.) | ૧ |
| ભાઇ અબ્દુલઅલી અમીજી વલીજી | ૧ |
| મેમણ સીદીક એચ. એ. એચ. કરીમ મહમદ | ૧ |
| ભાઇ પીરાહુસેન મહમદઅલી કોઇટાવાલા | ૧ |
| ,, લુકમાનજી અ. ડેરા ગાજીખાનવાલા | ૧ |
| ,, તૈયબઅલી શેખ ઇબ્રાહીમજી | ૧ |
| ,, અલીભાઇ આદમજી શેખ જીવણજી | ૧ |
| મેસર્સ બી અબ્દુલ-રહીમ એન્ડ સન્સ | ૧ |
| સેક્રેટરી ધી થીઓસોફીકલ સોસાયટી | ૧ |
| બહેન શીરીન | ૧ |
| ,, એસ. મહમદઅલી કોઇટાવાલા | ૧ |
| ભાઇ એમદાદઅલી શમશેરઅલી | ૧ |
| ,, યુસુફઅલી ઇસ્માઇલજી મુલ્લાં આદમજી | ૧ |
| ,, હસનઅલી નુરભાઇ દાર | ૧ |
| ,, ગુલામહુસેન જાફરજી ચકેરા | ૧ |
| ,, કાદરભાઇ યુસુફઅલી જેસરવાલા | ૧ |

| | |
|---|---|
| ભાઇ ગુલામહુસેન નુરભાઇ ફ્રેમ | ૧ |
| મી. દલસુખ ભાઇચંદ | ૧ |
| શેઠ મોહનલાલ અંબાવીદાસ માસ્તર (રવજી ઝવેરચંદવાલા) | ૧ |
| મેસર્સ કાલીદાસ અને મકનજીની કું. | ૧ |
| ભાઇ એહમદઅલી ગુલામહુસેન અંતરીયા | ૧ |
| ,, એસ. એ. નુરાની | ૧ |
| ,, આદમજી ઇબ્રાહીમજી અંતરીયા | ૧ |
| ,, જાફરજી આદમજી | ૧ |
| ,, આદમઅલી ગુલામહુશેન ભુજવાલા | ૧ |
| મુલ્લાં ગુલામહુશેન શેખ ઇબ્રાહીમજી | ૧ |
| ભાઈ ફઝલભાઇ મહમદઅલી | ૧ |
| ,, અબ્બાસભાઇ શેખ ઇસમાઇલજી | ૧ |
| મેસર્સ રોયલ આર્ટ સ્ટુડીઓ | ૧ |
| ભાઇ ઇસમાઇલ ગુલામહુશેન લોટીયા | ૧ |
| ,, એહમદઅલી યુસુફઅલી રાવલપીંડીવાલા | ૧ |
| ,, આદમઅલી મહમદભાઇ મુસાજી શેખભાઇ | ૧ |
| મી. બુખારી અધિપતી "દેલી આઝાદી" | ૧ |
| ભાઇ તૈયબઅલી અ. આદમજી જાફરજી | ૧ |
| ,, ગુલામહુશેન અબદુલહુશેન મારવી | ૧ |
| ,, અકબરઅલી યુસુફઅલી મુદ્રાવાલા | ૧ |
| મુલ્લાં અબ્દુલહુશેન ઇસમાઇલજી પ્રતાપગઢવાલા | ૧ |
| ,, સાલેભાઈ મુલ્લાં હસનઅલી | ૧ |
| ભાઇ એહમદઅલી હસનઅલી પેન્ટર | ૧ |
| મેસર્સ આદમજી અબ્દુલઅલી એન્ડ સન્સ | ૧ |

| | |
|---|---|
| ભાઇ ગુલામઅબ્બાસ અબ્દુલહુશેન બાંડવાલા | ૧ |
| ,, અબ્દુલ-રસુલ એમ. હબીબુલ્લાહ | ૧ |
| મીસ્ત્રી દાઉદ અબુ | ૧ |
| ભાઇ મહમદઅલી અબ્દુલઅલી કાજી | ૧ |
| મેમણ હાશમ ઉમર | ૧ |
| ,, અબદુલકરીમ ઇસહાક | ૧ |
| ,, આદમ હસન | ૧ |
| ,, અબદુલ ગની ઇસમાઇલ | ૧ |
| મી. મહમદ હસન ઇસહાક | ૧ |
| મેમણ ઉમર હારૂન | ૧ |
| ભાઇ સાદકઅલી મહમદઅલી દામનવાલા | ૧ |
| ,, અકબરઅલી તૈયબઅલી હૈદ્રાબાદવાલા | ૧ |
| ,, એહમદઅલી ઇબ્રાહીમજી હકીમજી | ૧ |
| ,, એહમદઅલી કરીમજી | ૧ |
| ,, અબ્બાસભાઈ જાફરજી | ૧ |
| ,, કરીમજી ઇસાજી બાલાઇ | ૧ |
| ,, અબદુલહુશેન ગુલામહુશેન ઘાણીવાલા | ૧ |
| ,, આદમઅલી ગુલામહુશેન દારૂગર | ૧ |
| ,, તાહેરભાઇ ગુલામહુશેન | ૧ |
| મી. આગરીયા ઈશા હાશમ | ૧ |
| મેસર્સ એ. કાસમ એન્ડ કું. | ૧ |
| ભાઇ ફીદાઅલી અ. મીઠાઈવાલા | ૧ |
| ,, અબદુલહુશેન ગુ. મીઠાઇવાલા | ૧ |
| ,, ફીદાહુશેન યુસુફઅલી કાપડાવાલા | ૧ |

ભાઇ હુશેનભાઇ મુલ્લાં તઇયબઅલી શાહજાનપુરવાલા ૧
,, અસગરઅલી યુસુફઅલી કાપડ ૧
,, ઇસમાઇલ મહમદઅલી નગરીયા ૧
સીંધી મહમદ હાશમ ૧
,, અબદુલ્લાહ મોર ૧
,, ઇસા સુમાર ૧
ભાઇ ગુલામઅબાસ હુંશેનભાઇ શેખભાઇ ૧
,, હસનઅલી ગુલામહુંશેન ૧
,, અકબરઅલી અબદુલરહીમ ૧
,, મહમદહુંશેન ગુલામહુંશેન કાંચવાલા ૧
,, ઇબ્રાહીમ એમ. જાફરજી ૧
,, આદમઅલી યુસુફઅલી શેઠીયા ૧
,, આદમઅલી અ નંબરવાલા ૧
,, ફીદાઅલી ગુલામહુંશેન એમ. જીવણજી ૧
,, આદમઅલી હસનઅલી કાંચવાલા ૧
,, આદમઅલી અ. શેખભાઇવાલા ૧
,, અલીભાઇ તઇયબઅલી ૧
,, ગુલામઅબાસ કાદરભાઇ ૧
,, અસગરઅલી યુસુફઅલી ૧
,, અસગરઅલી ગુલામહુંશેન આદમજી બુદ્દાભાઇ ૧
,, ઇબ્રાહીમ મુલ્લાં અલીભાઇ ૧
,, અબદુલકરીમ યુસુફલી ૧
નાયબ બ્રાહ્મણ મકનજી નથુ ૧
ભાઇ ઇબ્રાહીમ હસનઅલી ટીનવાલા ૧

મી. અલીમોહમદ ઓસમાન ૧
મેમણ હસન ઇસ્હાક ૧
,, જુસબ ઉમર બુકસેલર ૧
ખોજા હસન ગોવા બુકસેલર ૧
મેમણ અલીમહમદ જુમા ૧
ભાઇ ફીદાઅલી કાદરભાઈ હાલી ૧
,, ગુલામઅબાસ તઇયબઅલી એમ. વલીજી ૧
,, અકબરઅલી અલીભાઇ ૧
,, ગુલામઅબાસ મુસભાઇ ૧
મી. હુશેન જુસબ ૧
ભાઇ શમશુદીન મહમદઅલી માંડવીવાલા ૧
,, ફીદાહુશેન હસનઅલી હાન્ડલા ૧
શ્રી નૂતન પંથી ૧
મી. પી. એન્ડ જી. આર. પેથાભાઇ ૧
ભાઇ ઇબ્રાહીમભાઇ સુવાલી ૧
,, ગુલામઅલી તૈયબઅલી સલીમ ૧
,, તૈયબઅલી નુરભાઇ હૈદ્રાબાદવાલા ૧
,, શરફઅલી મામુજી ર।. ૧
,, યુસુફઅલી અબદુલહુશેન મીઠાઇવાલા ૧
,, અબાસભાઇ આદમજી લાકડાવાલા ૧
,, હસનઅલી આદમજી લાકડાવાલા ૧
,, અકબરઅલી હસનઅલી કેરાઇ ૧
,, એહમદઅલી ગુલામહુશેન ભુજવાલા ૧
,, અકબરઅલી અબદુલહુશેન ૧

| | |
|---|---|
| ભાઇ ફઝલેઅબ્બાસ અબ્દુલહુશેન માંડવીવાલા | ૧ |
| ,, ગુલામહુશેન અબ્દુલહુશેન લાકડી | ૧ |
| ,, ફીદાહુશેન આદમજી | ૧ |
| ,, ઇસમાઇલજી અલીભાઇ મારવી | ૧ |
| ,, તૈયબઅલી અબ્દુલહુશેન ઘાણીવાલા | ૧ |
| મી. મહમદ ભચલ હીંગોરા | ૧ |
| ભાઇ કુરબાનહુશેન ગુલામહુશેન અલવી | ૧ |
| મી. બલુ માણેક | ૧ |
| મી. જીવનલાલ પોપટભાઇ ભટ્ટ | ૧ |
| મુલ્લાં સુલેમાનજી હસનઅલી | ૫ |
| ભાઇ યુસુફઅલી મુલ્લાં અલીભાઇ કેરાઇ | ૧ |
| બીજા ભાઇઓ તરફથી રેજકી | ૧૩ |

### પુના (સીટી.)

| | |
|---|---|
| મુલ્લાં કલીમુદદીન અબ્દુલહુશેન હુસેની | ૧૬ |

### શાહાદા.

| | |
|---|---|
| ભાઇ અબ્બાસભાઇ અબ્દુલ્લાભાઇ | ૧૦ |

### ઠાંગા (આફ્રીકા)

| | |
|---|---|
| ભાઇ મહમદઅલી ઇબ્રાહીમજી | ૫ |

### મુરીસ (પાર્ટલુઈસ)

| | |
|---|---|
| ભાઇ ઇબ્રાહીમ મહમદઅલી ચકેરા | ૫ |

### થીકા (આફ્રીકા)

| | |
|---|---|
| મી. જયકૃષ્ણ ચત્રભુજ જાની | ૫ |

### લન્ડન (ઈંગ્લાંડ)

| | |
|---|---|
| ભાઇ અબ્દેઅલી શેખ મહમદઅલી અનીક | ૫ |

## જંગબાર (આફ્રીકા).

| | |
|---|---|
| ભાઇ યુસુફઅલી અલીભાઇ કરીમજી | ૫ |
| ,, મહમદઅલી નુરભાઇ | ૨ |

## બાસુટોલેન્ડ (આફ્રીકા)

| | |
|---|---|
| મી. ઉમર હાશમ | ૨ |

## બસરા (ઇરાક)

| | |
|---|---|
| શેઠ શરફઅલી મલીક | ૨ |

## એડન (એરેબીયા)

| | |
|---|---|
| મેસર્સ અબ્દુલકાદીર હસનઅલી વાસી એન્ડ કું. | ૨ |

## હોંગકોંગ (ચીન)

| | |
|---|---|
| ભાઇ ડી. એસ. પાણીવાલા | ૨ |

## કોકા.

| | |
|---|---|
| ભાઇ હુશેનભાઇ નુરૂદદીન | ૧ |

## ઉજ્જેન.

| | |
|---|---|
| ભાઇ અલીભાઇ સુલતાનઅલી દલાલ | ૧ |

## કોઇટા.

| | |
|---|---|
| મેશર્શ મહમદઅલી જાફરજી એન્ડ સન્સ | ૧ |

## મુંબઇ.

| | |
|---|---|
| ભાઇ સાદીકહુશેન રજબઅલી મગર "સૈફી" | ૧ |
| ,, તઇયબઅલી મુસાજી કોઇચા | ૧ |
| ,, ઇસમાઇલ અકબરઅલી ગુરાવાલા "બદરી" | ૧ |
| ,, ઇસમાઇલ હસનઅલી લછાવાલા "તઇયબી" | ૧ |
| ,, યાકુબઅલી મહમદઅલી મ્યાગવાડાવાલા "હુશેની" | ૧ |
| ,, કુરબાનહુશેન જીવાજી ઉદેપુરી કરાંચીવાલા | ૧ |

ભાઇ આદમઅલી એફ. પુનાવાલા ૧

જીનજા (યુગાન્ડા)

ભાઇ ઓદમઅલી ઇસમાઇલજી ૧

કલકત્તા.

ભાઇ મહમદહુસેન મુલ્લાં જાફરજી ૧

પોરબંદર.

ભાઇ યાલ્લાભાઇ મહમદઅલી ૧

,, રજબઅલી મહમદઅલી ૧

ત્રાવનકોર.

ભાઇ ઇબ્રાહીમ મહમદઅલી ૧

બોટાદ.

મુલ્લાં આદમજી અલીભાઇ ૧

હરીપુર (હજરાન)

મેસર્સ ગુલામહુશેન એન્ડ સન્સ ૧

અમદાવાદ.

ભાઇ શફકતહુશેન એ. હકીમજી ૧



ડાકટરો ઉપરાંત સદ્દગ્રહસ્થોના સર્ટીફીકેટો વાંચી ખાત્રી કરો

## અજાયબી અસર.

મી. ડબલ્યુ એ. ડાયસ કેલી. એન્ડ એસ. એન્સ્ટીટયુટ એમ. ઇ. માઇનીંગ એનજીનીયર અને મેનેજર બલુચીસ્તાન કોલ કું. લીમીટેડ, લખે છે કે મેં એગ્યુરીનને ખાસ પોતે વાપર્યું અને તાવ તથા કમતાકાતી વખતે અજાયબી અસર ભરેલું જોયું હું એને વાપરવાની ઘણી ખાત્રીથી ભલામણ કરૂં છું.

---

## મલેરીઆની ઉત્તમ ઓષધી.

મી. એ. બેકર ટી. પ્લેન્ટર કોલંબો (સીલોન) થી લખે છે કે હું એગ્યુરીનના વખાણો જાહેર કરવા માગું છું. મારા ઘણા એક સગા વ્હાલાઓ તથા મીત્રો જેણે તમારા એગ્યુરીનને મારી ભલામણથી વાપરી જોયું. તેઓ બધા એક સરખું સંતોષકારક પરીણામ પામ્યા. મેં મલેરીયાની ઉતમ ઓષધી હજી સુધી બીજી કોઇ જોઇ નથી.

---

## આશાનહોતી.

સર ધ્યાનસીંગ સાહેબ એન ડબલ્યુ રેલ્વે,–કરાચી સીટીથી લખે છે કે મને તા. ૨જી આગસ્ટથી તા. ૭મી સપ્ટેંબર સુધી લગભગ ૩૮ દીવસ સુધી તાવ હતો મને અને મારા સગા વહાલાઓને મારી જીંદગી માટે કંઇપણ આશા નહોતી ત્રણ ડાકટરો મારો ઇલાજ કરી રહ્યા હતા પણ કાંઇ ફાયદો ન થયો સારા નસીબે મારા એક દોસ્તદારે મને તમારી એગ્યુરીનની એક બાટલી આપી જે ચાર દીવસ વાપરવાથી મારો તાવ તદ્દન નાશ પામ્યો એવી ઉત્તમ ઔષધી વાપરી ફાયદો મેળવો.

ડાયમન્ડ પ્રિન્ટીંગ પ્રેસમાં ભાઇશંકર આણંદજી ત્રીવેદીએ
છાપ્યું કેમ્પબેલ સ્ટ્રીટ કરાચી.